ચોકી છતાં નન્દને ઘેર સલામત પહોંચાડી દીધા. આ બેમાંથી 'કૃષ્ણે છેવટે દ્વંદ્વયુદ્ધમાં એના પ્રાણ લીધા. )

૧૦૧—૧૭. પુત્રપ્રાપ્તિઅર્થે સ્ત્રીઓ રાત્રીદિવસ......ઇત્યાદિ. અહિં કવિએ જે વિચારો દર્શાવ્યા છે. એનેજ મળતા 'કૃતપૂણ્ય' ની માતાના સંબંધમાં દર્શાવ્યા છે. જુઓ આ ચરિત્રનો બીજો ભાગ પૃષ્ટ ૧૫૬.

૧૦૨—૧૮. પુષ્પદન્ત. સૂર્ય અને ચંદ્રમા. પર્વદિવસે. પુર્ણિમાને દિવસે.

૧૦૨—૨૪. શ્રી ત્રિકૂટપર્વતની ભૂમિ......પેઠે. અહિં "શ્રી ત્રિકૂટપર્વતનાં ત્રણ શિખરો પૃથ્વીપર આવ્યાં હોયની એમ" એમ જોઈએ.

સર્ગ ત્રીજો.

૧૦૩—ગંગાના પુલિન પ્રદેશ જેવી શય્યા પુલિન પ્રદેશ એટલે રેતીવાળો કિનારો=Sand banks એમાં પગ મૂકતાં જેમ અંદર ઉતરી જાય તેમ, શય્યા પણ એવી નરમ કે શરીર અંદર પેસી જાય.

૧૦૫—૨૧ સુધર્મા. એ ઇન્દ્રની સભાનું નામ છે.

૧૦૫—૨૯. મેરૂની સન્મુખ કુલાચલો શોભે તેમ. આઠ કુલાચલો-કુલપર્વતો કહ્યા છેઃ-પદ્મોત્તર, નીલવાન્, સુહસ્તી, અંજનગિરિ, કુમુદ, પલાશ, વતંસ અને રોચન કે રોહણગિરિ. જુઓ લોકપ્રકાશ સર્ગ ૧૮. ૯૧. ધ્યાનમાં રાખવું કે આ આઠે મેરૂની સન્મુખ, મેરૂની અકેક વિદિશાએ બબ્બે આવેલા છે. સાત વર્ષધર પર્વતો કહેવાય છે એ જૂદા. જુઓ પૃષ્ટ ૪, ટીકા ૩.

૧૦૬—૨૦. મેરૂપર્વતની ભૂમિની પેઠે. મેરૂપર્વતને ચાર વન છે તેમાં એક 'નન્દન' વન છે. બીજાં ત્રણ 'ભદ્રશાળ,' 'સૌમનસ' અને 'પંડક' છે.

૧૦૭—૭ અશોક વૃક્ષની જેમ દોહદ......ઇત્યાદિ. જુઓ પૃષ્ટ ૭૫ ની ફુટનોટ.

૧૦૭—૧૨. વૈભારગિરિ. રાજગૃહીની સમીપે આવેલો પર્વત.

૧૦૭—છેલ્લી. તક્ષકનાગ. આ એક જાતના મહા ભયંકર નાગ છે એના મસ્તકેથી 'મણિ' લઈ લેવા જેવો મશ્કેલ ... એવા

મ્હોટા ભયંકર નાગને મસ્તકે મણિ હોય છે અને એ, એઓ રાત્રીને સમયે ભક્ષ શોધવા નીકળે છે ત્યારે ચોદિશ પ્રકાશ પાડે છે એમ કહેવાય છે.

૧૦૪—૮. મેઘવૃષ્ટિથી કદમ્બ વૃક્ષ......ઇત્યાદિ મેઘની ગર્જના થાય ત્યારે કદમ્બવૃક્ષને અંકુરો ફુટે છે એમ કહેવાય છે.

૧૦૯—૧૭. બાર બાર સૂર્યોપર વિજય... ..ઇત્યાદિ. એના દેહની કાન્તિ બાર સૂર્યોની એકત્ર કાન્તિ–તેજ–થી પણ અધિક હતી. હિન્દુ શાસ્ત્રકારોએ બાર સૂર્ય કહ્યા છે. એ બારે સામટા જગતૂના લય વખતે જ પ્રકાશતા કહેવાય છે.

૧૦૯—૧૮–૧૯. ચરણ......નેત્ર......ઇત્યાદિ. દેવનાં આ ખાસ લક્ષણો છે. એનાથી એઓ ઓળખાઇ આવે છે કે એઓ દેવતા છે, મનુષ્ય નથી. ( જુઓ પૃષ્ટ ૧૦૪–૧૯. ) દમયન્તીને સ્વયંવરમાં વરવા માટે જે વરૂણ આદિ દેવો નળનું જ રૂપ ધારણ કરીને આવેલા હતા એમને દમયન્તીએ એ જ લક્ષણોથી ઓળખી કાઢ્યા હતા. જુઓ નળાખ્યાનઃ—

साऽपशद्विबुधान् सर्वानस्वेदान् स्तब्धलोचनान् ।

× × × × × × ×

भूमिष्ठो नैषधश्चैव निमेषेण च सूचितः ॥

૧૧૦—૧૫. પૂર્વ તરફનો વાયુ .....ઇત્યાદિ. બીજાં કારણોની સાથે પૂર્વના વાયુનો સદ્ભાવ હોય ત્યારે જ મેઘવૃષ્ટિ થાય છે.

૧૧૦. જ્યાં જ્યાં પ્રસંગ ઉપસ્થિત થયો છે ત્યાં ત્યાં ઋતુઆદિનાં વર્ણનારૂપ વિષયો, જે કાવ્યનાં અલંકાર ગણાય છે તે આ કાવ્યકાર આપવા ચૂકયા નથી. અહિં જેમ વર્ષાઋતુનું તેમ અન્યત્ર ( પૃષ્ટ ૧૬૦ ) શિશિરઋતુનું, અને ( પૃષ્ટ ૧૪૯ ) ગ્રીષ્મઋતુનું–એમ તાદશ વર્ણન આપ્યા છે. સ્ત્રી–પુરૂષોના સુંદર સ્વરૂપ પણ ઉત્તમ ચિત્રકારની પીછીથી ચીતર્યા છે. ( જો કે મારા નમ્ર મત પ્રમાણે તો યોગીઓ–સાધુઓ અને તેમાં પણ શ્રી અર્હતના પંચમહાવ્રત આચાર્યોએ આવા કાવ્યોમાં અને અન્યત્ર ( ' અજિત શાન્તિ સ્તવન ' જેવામાં ) પણ હદને ઉલ્લંઘીને સ્ત્રીનાં અંગોપાંગ–હાવભાવ આદિનાં કામોત્તેજક વર્ણન ન કર્યાં હોત તો શી ખોટ જાત ! )

૧૧૧—૧૫. મલિન મેઘ. કૃષ્ણવર્ણા-કાળા મેઘ; (કારણ કે પાણીથી ભરેલા).

૧૧૧—૧૯. હંસ પક્ષીઓ......ચાલી નીકળ્યાં. કારણ કે વર્ષાઋતુ એમને પ્રતિકૂળ છે. (વર્ષાઋતુમાં હંસ સંતાઇ જાય છે અને મયૂરોનું બળ વધે છે. શરદમાં એથી ઉલટું બને છે).

૧૧૨—૮. વને વને કલ્પદ્રુમ હોય? સરખાવોઃ—

शैले शैले न माणिक्यं मौक्तिकं न गजे गजे ।
साधवो नहि सर्वत्र चन्दनं न वने वने ॥ સુભાષિત.

૧૧૩. અજાગળ સ્તન જેવાં. નકામાં. (અજાને ગળે સ્તન જેવા આકારનાં લટકતાં હોય છે એ કંઇ દુધ દેતાં નથી તેથી નકામાં છે).

૧૧૨—૮. તિથિએ તિથિએ... ..ઇત્યાદિ. હમેશાં પુનેમ હોય?

૧૧૪—૧૯. સૂર્ય ચંદ્રનાં દર્શન કરાવ્યાં. શાસ્ત્રકારોએ (શુદ્ધિ અર્થે) 'સોળ સંસ્કાર' કરવાના કહ્યા છે. એમાંનો આ એક સંસ્કાર છે. બીજા ષષ્ઠીજાગરણ, નામકરણ, ચૂડાકરણ, ઉપવીત............વગેરે છે.

૧૧૫. મેઘકુમારનો સમસ્યા વિનોદ. હાલની સ્ત્રીઓની વિદ્વત્તા, અરે! ખરી કેળવણીના અભાવના જમાનામાં તો આપણે આવા વિનોદ આદિ પુસ્તકમાંથી વાંચીને જ સન્તોષ માની બેસી રહેવાનું છે. કયો રાજપુત્ર કે કહેવાતો ગૃહસ્થ પણ પોતાની પત્ની સાથે આવું ગોષ્ટીસુખ અનુભવતો હશે? પૂર્વના આચાર્યોએ રાસ વગેરે કથાનુયોગના ગ્રંથોમાં અનેક અનેક સ્થળોએ નાયકનાયિકાના લગ્નની પ્રથમ રાત્રી વગેરે અવસરોએ આવા આનન્દજનક પ્રસંગો ચીતર્યા છે તે અત્યારની લક્ષાધિપતિઓની સંતતિ સુદ્ધાં વિકટ નિશાના ઘોર સ્વપ્ન જ સમજશે? હા લક્ષ્મી! તારે સરસ્વતીની સાથે કયા ભવનું વૈર હશે! સરસ્વતી! તારે પણ શું લક્ષ્મીની સપત્ની તરીકે જ જન્મારો કાઢવો છે?

૧૨૦—૧૪. ગુરૂજન. વડીલ; માતપિતા, (અહિં) જ્યેષ્ટબન્ધુ નન્દિવર્ધન આદિ.

૧૨૦—૧૭. નિઃસંગ. ત્યાગી. પ્રભુતો ત્યાગી હતા પરન્તુ ઇન્દ્રમહારાજાએ વ્યવહારાનુસાર, એક દેવદૂષ્ય, જે એક લક્ષમૂલ્યનું હતું, તે પ્રભુને ખભે મૂકયું હતું. એ મેળવવાની લાલસામાં એક બ્રાહ્મણ પ્રભુના વિહારમાં એમની પાછળ પાછળ ભમતો હતો. એ વાતની પ્રભુને ખબર પડી એટલે એમાંથી અરધું એ બ્રાહ્મણને આપી દીધું હતું. (બાકીનું અરધું પણ એના ભાગ્યે એને જ મળી ગયું હતું.)

૧૨૦—૧૮. અનન્ત વીર્યવાળા. શ્રી જિનભગવાનનાં ચાર વાનાં અનન્ત હોય છે. (૧) અનન્ત વીર્ય, (૨) અનન્ત જ્ઞાન, (૩) અનન્ત ચારિત્ર અને (૪) અનન્ત દર્શન.

૧૨૦—૧૯. ઉપસર્ગો. તિર્યંચ-અસુર આદિ કૃત કાયક્લેશ.

૧૨૦—૨૦. ઘાતકર્મ. આઠ પ્રકારનાં કર્મમાં જ્ઞાનાવરણી, દર્શનાવરણી, મોહનીય અને અન્તરાય-એ ચાર 'ઘાતિ' કહેવાય છે કેમકે એ આત્માના જ્ઞાન, દર્શન આદિ ગુણોનો 'ઘાત' કરનારા છે (કેવળજ્ઞાન થવા દેતા નથી).

૧૨૦—૨૩. શરીર સુગન્ધમય......ઇત્યાદિ. અહિંથી શરૂ કરીને શ્રી જિન પ્રભુના જે ચોત્રીશ 'અતિશય' (ઐશ્વર્ય) Extra-ordinary Superhuman Qualifications કહેવાય છે તે વર્ણવ્યા છે.

૧૨૧—૧૦. વિરૂપપણું. (૧) અરૂપીતા, (૨) કદ્રૂપતા.

૧૨૧—૧૧ પૃષ્ઠભાગે. કારણ કે સામેનો પવન નહિં સારો; પીઠનો-પાછળનો સારો.

૧૨૧—૧૪. ભાવકંટકો કામ, ક્રોધ, લોભ, મોહ આદિ અભ્યન્તર શત્રુઓ.

૧૨૨-૨૧. સૂત્રાનુયોગને વિષે સુખે પ્રવેશ કરવાને....ઇત્યાદિ. સૂત્રગ્રંથો સહેલાઇથી સમજી શકાય માટે. પૂર્વાચાર્યોએ ચાર 'દ્વાર'. રચ્યા છે. જેનો પ્રથમ અભ્યાસ થયો હોય તો સૂત્રો સુખે-સહેલાઇથી સમજી શકાય છે દ્રવ્ય-અનુયોગ, ચરણકરણ-અનુયોગ, ગણિત-અનુયોગ અને ધર્મકથા-અનુયોગ-એ ચાર અનુયોગરૂપી ચાર દ્વાર સમજવાં.

૧૨૨—૨૬. દેવચ્છંદ. સમવસરણને વિષે, પાછળ, તીર્થંકર

મહારાજને દેશનાને અન્તે વિશ્રામ લેવાને માટે દેવતાઓએ રચેલું સ્થાનવિશેષ–Chamber.

૧૨૩—૨૦. ભામંડળ. ભા–કાન્તિ–મંડળ. પ્રભુનું સર્વ તેજ લોકો સહન ન કરી શકે, એની સામુ જોઈ જ ન શકે, માટે, એવું ભામંડળ હોય તો એને વિષે એ તેજ સંક્રમણ થાય ને ત્યાં પણ રહે. એમ ભાગ પડી જાય એટલે પછી જોનારને મુંઝવણ ન રહે. (અત્યારે જે જે સ્થળે વીજળીની બત્તીનાં કારખાનાં છે ત્યાંથી એનો પ્રવાહ current જોસબંધ આવે, અને જેટલો આવે તેટલો વપરાય નહિં તો સામટો એકત્ર થયેલો નુકસાન કરી બેસે, યન્ત્રકામ ફાડી નાખે, માટે વધારાનો ઝીલવાને–સંઘરવાને વચ્ચે વચ્ચે સ્ટેશનો કર્યાં છે ત્યાં એનો સંગ્રહ થાય છે. આ વાત સમજવાથી ભા–મંડળના ઉપયોગની વાત ધ્યાનમાં ઉતરશે)

૧૨૩—૨૨. મોહરાજા શોક સહિત......ઇત્યાદિ (સરખાવો આ ચરિત્રનો બીજો ભાગ પૃષ્ટ ૧૯૬. પંક્તિ ૧.)

૧૨૪—૧૩. અન્યોઅન્ય મત્સરભાવને ધારણ કરતા પ્રાણીઓ ......ઇત્યાદિ. આવા મહાત્માની હાજરીમાં એવાનું સ્વાભાવિક વેર જતું રહે છે. અન્યત્ર પણ કહ્યું છે કે:—

विरोधिसत्त्वोज्झितपूर्वमत्सरम्

× × × ×

तपोवनं तच्च बभूव पावनम् ॥

કુમારસંભવ કાવ્ય સર્ગ ૫ શ્લોક ૧૭

૧૨૪—૧૫. ત્રીજા પ્રાકારને વિષે સર્વ વાહનો રહ્યાં વળી. અહિં "વળી ત્રીજા પ્રાકાર–ગઢને વિષે સર્વ વાહનો રહ્યાં." એમ વાચવું.

૧૨૪—૧૬. અભિયોગી. (સભામાં આવેલાઓની સેવામાં આવેલાં) 'સેવકો' અર્થાત્ વાહનો.

૧૨૫—૧૦. ગુણશીલ ચૈત્ય શ્રેણિકરાજાના ઉદ્યાનમાં આવેલું એ નામનું–ચૈત્ય–જિનમંદિર.

૧૨૬—૯. સેચનક હસ્તી. આ 'સેચનક' નામના હસ્તીની ઉત્પત્તિ વગેરે માટે જુઓ આ ચરિત્રનો બીજો ભાગ પૃષ્ટ ૧૭૪–૧૭૫.

ભવ્ય પુરૂષ અહંકારથી ઉતરે. આ એક 'ઉપમિતભવપ્રપંચા' કથામાંથી દ્દષ્ટાન્ત છે. જ્ઞાન આદિ પ્રાપ્ત થાય એટલે અહંકાર ટળે એ સ્વાભાવિક છે.

૧૨૬—૨૩ છત્ર......નો ત્યાગ કર્યો. દેવગુરૂ 'સન્મુખ ગમન' કરતાં આ વસ્તુઓનો ત્યાગ કરવો, એ 'અભિગમન' કેમ કરવું-કેમ પાળવું-કેમ સાચવવું-એમ સમજાવવાનાં છેવટ એ વિધિ જ 'અભિગમન સાચવવાં' કહેવાય છે. જુઓ આ ચરિત્રનો બીજો ભાગ પૃષ્ટ ૧૯૫ ની સવિસ્તર ટીકા.

૧૨૬—૨૭. એકસાટી ઉત્તરાસંગ. એક પડો ખેસ રાખવો. આ પણ એક 'અભિગમન સાચવવા' નું છે.

૧૨૭—૧૨. મેરૂ પર્વતને 'ચલિત' કરીને સુરપતિને 'નિશ્ચળ' કર્યો હતો. મેરૂને ધણધણાવીને ઈન્દ્રના મનનો સંદેહ ભાંગ્યો હતો. વાત એમ છે કે પ્રભુના જન્મોત્સવવખતે ઈન્દ્રને સંદેહ થયો હતો કે જે પુષ્કળ જળ દેવો તરફથી અભિષેક અર્થે એકઠું કરવામાં આવ્યું હતું તેનો એક સામટો અભિષેક પ્રભુ સહન કરી શકશે કે નહિ. પ્રભુને જન્મતાંની સાથેજ 'અવધિજ્ઞાન' તો હોય છે એટલે ઈન્દ્રનો એ સંદેહ જાણી ગયા, અને પોતામા કેટલી શકિત છે એ બતાવવા એમણે ફક્ત પોતાના એક અંગુઠાના જોરે મેરૂને કમ્પાયમાન કર્યો હતો.

૧૨૭—૨૫ જનવર્ગથી જનક્ષેત્રની પેઠે મનુષ્ય લોક જેમ મનુષ્યોથી ભરપૂર છે, શૂન્ય નથી, એમ આપના ચરણકમળ શૂન્ય રહેતા નથી દેવોના વૃન્દ એની સમીપે બેઠાને બેઠા જ રહે છે

૧૨૭—૧૫ અન્દ્ર વ્યાકરણ. પ્રભુને નિશાળે મોકલવામા આવ્યા ત્યારે ત્યા, પ્રભુમા તો સર્વ વિદ્યાઓ વિદ્યમાન છે-એમ એના વિદ્યાગુરૂને બતાવવા માટે, ઈન્દ્ર સ્વર્ગથકી બ્રાહ્મણનુ રૂપ લઈને આવ્યા હતા, અને ગુરૂના દેખતા કેટલાક પ્રશ્ન પ્રભુને પૂછ્યા હતા એ પ્રશ્નોના ઉત્તર ગુરૂ પોતે પણ ન આપી શકયો અને પ્રભુએ તો સર્વ શંકાઓનુ સદ્ય સમાધાન કર્યું ( પછી ઈન્દ્રે પોતાનું રૂપ પ્રકટ કર્યું હતું ). એ વખતે જે પ્રશ્નોત્તરી થઈ હતી તેનો એક ગ્રથ થયો, જેને 'ઈન્દ્ર' ના નામ પરથી ઐન્દ્ર વ્યાકરણ કહેવામાં આવ્યુ.

૧૨૭—૨૨. ગ્રીષ્મઋતુમાં જળાશયોમાં જળ વૃદ્ધિ પામે છે એમ. વાવ, કુવા વગેરેમાં ઉન્હાળામાં જળ ઉંચા આવે છે એ સુપ્રસિદ્ધ છે.

૧૨૭—૨૬. જઘન્ય પદ. સૌથી ઉતરતું-સંસારી તરીકેનું-પદ. કહેવાની મતલબ એ છે કે આપનો જન્મ થયો ત્યારથી, અને સંસારમાં હતા તે વખતે પણ, દેવતાઓ આપની સેવામાં હાજર ને હાજર હતા. (સંસાર ત્યજી સાધુ થયા એ એ કરતાં ચઢતું પદ. અને હવે કેવળજ્ઞાનના ધણી થયા છે એ એથી પણ ઉંચું-ઉત્કૃષ્ટ પદ).

૧૨૭—૨. સંગમક દેવ. આ સંગમક દેવે શ્રી વીરને અનેક પ્રાણાંત ઉપસર્ગો કર્યા હતા.

૧૨૮—૧૪. સર્વ કોઇની ભાષાને અનુસરતી વાણી. પ્રભુ દેશના આપે એ સૌ કોઇ-દેવ મનુષ્ય અને તિર્યંચ સુદ્ધાં પોતપોતાની ભાષામાં સમજી જાય એવી ભાષા પ્રભુની હોય. આ પણ પ્રભુનો એક 'અતિશય' અર્થાત્ ઐશ્વર્ય છે.

૧૨૯—૧૫. યોજન પર્યન્ત પ્રસરતી વાણી. એક યોજન સુધીમાં સંભળાય એવી વાણી પ્રભુની હોય. આ પણ એક 'અતિશય'

૧૨૯—૧૭. કંસે સુલસાના પુત્રોને...ઇત્યાદિ. અહિંઆ ગ્રંથ કર્તાની કંઇ ભૂલ કે સ્મૃતિદોષ થયો જણાય છે. કારણ કે ખરી હકીકત કંસે સુલસાના પુત્રોને નહિં પણ દેવકીના પુત્રોને મારી નાખ્યા હતા એમ છે. જૂઓ પૃષ્ટ ૧૦૧ પં. ૮૫ ઉપરનું ટિપ્પણ.

૧૨૯-૨૪ રાજા ગાયોનાં ટોળાં......ઇત્યાદિ. પૂર્વે એમ બનતું કે એક રાજાને બીજા પડોશના રાજાની સાથે શત્રુતા હોય તો એ રાજાના ગામની ગાયો સીમમાં ચરવા ગઇ હોય ત્યાંથી એને સ્થાને ન જવા દેતાં, રાજસેવકો મોકલી રૂંધીને-અટકાવીને વાળી લઇ જતા. એને 'ધણ' વાળી જવું કહેતા. (વાળી જનાર રાજા બળવાન ગણાતો, અને સામાવાળો એમાં પોતાનું અપમાન-અપકીર્તિ થઇ સમજતો. ગાયો જેવા નિર્દોષ અને વળી પવિત્ર પ્રાણીને માટે રાજાઓ પોતાનું શીર પણ આપવા તૈયાર થતા).

૧૩૨—૫ રસકુપિકાનો પ્રયોગ. અહિં 'રસકૂપિકાને વિષે પ્રવેશ' એમ જોઇએ. રસકુપિકા=જેના સ્પર્શથી લોહ આદિ હલકી ધાતુઓ 'સુવર્ણ' થઇ જતી કહેવાય છે એવા રસની કુઇ.

૧૩૨—૪. રોહણાચળની ભૂમિનું ખોદવું. રોહણગિરિ નામનો પર્વત છે એમાંથી રત્નો મળી આવે છે.

૧૩૨—૬. નિમિત્ત-આદેશ. કોઈનું શુભ થવાનું છે કે અશુભ થવાનું છે એ પોતાના જ્ઞાનબળથી કહેવું. ( નિમિત્તિક=એવું જ્ઞાન ધરાવનાર )

૧૩૧—૧૫. ઋદ્ધિવાન પુરુષ ગામથકી નગરમાં .....વગેરે ( ગામડામાં ) માણસ પાસે પૈસો થાય એટલે ગામડું મૂકી શહેરમા રહેવા આવે છે એમ

૧૩૨—મનુષ્ય ભવનાં દુઃખ. બુદ્ધદેવ પણ સંસારમા સર્વત્ર ક્લેશ જ જુએ છે —

"Birth is sorrow, old age is sorrow, disease is sorrow, union with one whom we do not love is sorrow, separation from one whom we do love is sorrow, in short, our five bonds with the things of the earth are sorrow".

૧૩૨—૨૦. જાણે ઉપર અહિં "ખાટલા ઉપર" એમ જોઈએ.

૧૩૩—૬. તલથકી શ્યામ મરી વગેરે. તલ પણ કાળા અને મરી પણ કાળા કહેવાનો ભાવાર્થ એવો છે કે સર્વત્ર મરણ જ છે, સ્વર્ગમાએ એકાન્ત સુખ નથી આપણામા અત્યારે કહેવત છે કે 'કોણ કાળું ને કોણ ગોરૂં!'

૧૩૩—૧૬ અન્ત્યદશા. કનિષ્ઠ દશા

૧૩૩—૧૯ અહિં આ પૃથ્વી પર

૧૩૩—૨૪ માળાની ગ્લાનિ..... ઇત્યાદિ. માળા કરમાઇ જાય છે.. ..વગેરે ગણાવ્યા એ સ્વર્ગના દેવોને ચ્યવન એટલે મૃત્યુ સમયના ચિન્હો છે

૧૩૪—૨ અશુચિની ખાણ એવી માનવીની કુક્ષિને વિષે અશુચિમય એવી માનવી–મનુષ્યણી–સ્ત્રી–ના ઉદરમાથી મનુષ્ય જન્મે છે પણ દેવોના સબંધમા એવુ કંઇ નથી–એઓ તો પુષ્પની શય્યામાથી બેઠા થાય છે–ઉત્પન્ન થાય છે

૧૩૪—૭ (રાસભોનો) આરવ શબ્દ, ભુકવુ.

૧૩૪—૨—૧૭ આ આખા પારીગ્રાફમા દિવ્ય જીવન અને મનુષ્યજીવન વચ્ચેનો ભેદ દર્શાવ્યો છે

૧૩૪—૨૭ દ્રવ્યવિવર્જન પરિગ્રહનો ત્યાગ

૧૩૫—૩ 'દેશ' થી ત્યાગ ઓછોવત્તો–થોરો ત્યાગ

૧૩૫—૬ અતિચાર ઉલ્લઘન Transgression વ્રત નિયમના અનુપાલનમા કઇ દોષ, સહેજ ભૂલ કરવી તે (વ્રત નિયમનો એકદમ ભગ એ 'અનાચાર')

૧૩૫—૫ છવિછેદ બળદ આદિ પશુઓના નાક કાન વગેરે છેદવા, વીંધવા એ (છવિ=ચામડી)

૧૩૫—૫ ભક્તપાનનો વ્યવચ્છેદ. પશુ આદિને ખોરાક પાણી આદિમા અતરાય પાડવો, અટકાયત કરવી, વખતસર 'નીરણ' ન કરવી વગેરે

૧૩૫—૧૨ વેરિના રાજ્યમાં જવુ અહિ "વેરિના રાજ્ય ઉપર ચઢાઇ લઇ જવી" એમ જોઇએ પારકુ રાજ્ય લઇ લેવુ એ 'અદત્ત–આદાન' નો એક પ્રકાર જ કહેવાય (વદિતા સૂત્રમા 'વિરુદ્ધ ગમન'–એમ 'અતિચાર' કહ્યો છે અન્યત્ર 'રાજ્ય વિરુદ્ધ ગુન્હો' એમ કહ્યુ છે)

૧૩૫—૧૯ નસ્તુ અહિ 'વાસ્તુ' જોઇએ વાસ્તુ=ઘર, દુકાન વગેરે

૧૩૫—૨૨ અનુક્રમે બબ્બેનુ બન્ધન પહેલા બેનુ બધન ધનનુ બન્ધન અને ધાન્યનુ બધન એમા ધનનુ બન્ધન એવી રીતે કે દશ કોથળી દ્રવ્યનુ 'પરિગ્રહ પ્રમાણ રાખ્યુ હોય ને એથી વધી જાય તો બે કોથળી ની એક કરી નાખવી ધાન્યનુ બન્ધન એવી રીતે કે દશ માપ અનાજનુ પ્રમાણ' કર્યુ હોય અને તે કરતા વધી જાય તો દશ માપનુ એક કરી નાખવુ (મોટા માપ બાધવા)

બન્ને નુ યોજન બીજા બેનુ યોજન ક્ષેત્રનુ યોજન અને વાસ્તુનુ યોજન એમા ક્ષેત્રનુ યોજન એટલે બે ક્ષેત્રનુ એક કરી નાખવુ (વચ્ચે વાડ હોય તે કાઢી નાખવી) વાસ્તુનુ યોજન એટલે બે ઘર કે હાટ હોય એની વચ્ચેનો કરો કાઢી નાખીને એક કરી નાખવુ

બબ્બેનું દાન. ત્રીજાં બેનું દાનઃ સોનાનું દાન અને રૂપાનું દાન. દાન એટલે (સ્ત્રી પુત્રાદિને) આપી દેવું, અગર ચોપડામાં એમને નામે ચડાવી દેવું.

બબ્બેનું ગર્ભાધાન. ચોથાં બેનું ગર્ભાધાનઃ દ્વિઃપદ એટલે બેપગાં દાસ દાસીઓ વગેરે, અને ચતુષ્પદ એટલે ચોપગાં-ઢોર ઢાંખર. આ બેઉ ધારેલા 'પ્રમાણ' થી વધી જતાં હોય તો બર્ભાધાન એટલે ગર્ભનું અધાન-ગર્ભનું ન ધારણ કરવાપણું, થાય એમ કરવું; અથવા મોડો ગર્ભધારણ કરાવવો.

કુપ્યની 'ભાવથી' વૃદ્ધિ. કુપ્ય એટલે સોનારૂપા શિવાયની (હલકી) ધાતુ. એનાં વાસણકુસણ વગેરે ધારેલી સંખ્યાથી વધી જાય તો (ભાંગી નાખી) 'ભાવથી' વૃદ્ધિ, એટલે 'કદમાં' વૃદ્ધિ કરાવવી-મ્હોટાં કરાવવાં (અને એમ કરીને ધારેલી સંખ્યા ન વધે એમ કરવું.)

૧૩૫—૨૫ ગૃહસ્થ એટલે સંસારી, શ્રાવકને તપાવેલા લોહના ગોળા જેવા કહ્યા-એનું કારણ એ કે, જેમ એ તપાવેલો લોહનો ગોળો એક જગ્યાએ અટકાવ્યો રાખ્યો સારો અથવા ઝાઝું ન ફરવા દેતાં થોડું ફર્યો સારો (કેમકે જ્યાં જ્યાં એ ફરશે-જશે ત્યાં ત્યાં એનાથી અનેક જીવજન્તુની હાનિ થશે); તેમ શ્રાવક પણ લીલ, ફુલ, વનસ્પતિ આદિથી પૂર્ણ એવી ચોમાસાની ઋતુમાં અને અન્ય ઋતુઓમાં પણ જ્યાં જ્યાં ગમનાગમન કરે ત્યાં ત્યાં એનાથી જીવોની વિરાધના જ થવાની. માટે ગૃહસ્થ-શ્રાવક જવા આવવાના અન્તરનો નિયમ ધારે, અમુક પ્રમાણ બાંધે એ એને બહુ ઉત્તમ એટલે હિતકારક છે.

૧૩૬—૭ સચિત્ત. ચૂલે (અગ્નિપર) ચડ્યા વિનાનું બધું 'સચિત્ત' કહેવાય.

તુચ્છ ઔષધી. ખાવાનું થોડું ને ફેંકી દેવાનું ઝાઝું-એવી વસ્તુઓ; જેવીકે બોર (જેમાં ઠળીયો મોટો ને ખાવાનું તો ફક્ત ઉપલી છાલ જ); શેરડી (જેમાં રસ થોડો, ને છોતાં ઝાઝાં) વગેરે.

૧૩૬—૧૬. વન રોપીને. અહિં 'તથા વન રોપીને' એમ જોઇએ.

૧૩૬—૩૦. 'જંગમ તથા સ્થાવર વિષ. સર્પ વગેરે પ્રાણી જંગમ વિષ કહેવાય; જ્યારે અફીણ, સોમલ, વચ્છનાગ વગેરે પદાર્થો સ્થાવર વિષ કહેવાય.

૧૩૭—૧૪. અપધ્યાન. ધર્મધ્યાન, શુકલધ્યાન, આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાન–એ ચાર પ્રકારનાં ધ્યાનમાં છેલ્લાં બે અપધ્યાન–દુષ્ટ-ધ્યાન કહેવાય.

૧૩૭—૪. ગળકંબળ. બળદ વગેરે પશુઓને ગળા નીચે જાડી ચામડી લટકતી હોય છે તે.

૧૩૭—૮. જળ કાઢીને. અહિં 'જળ ઉલેચાવી નાખીને' એમ વાંચવું.

૧૩૭—૧૬. કન્દર્પ. કામોદ્દીપક વચન બોલવાં.
મુખરતા. અઘટતા લવારો કર્યા કરવો.
કુચિતપણું. શરીરના અંગોપાંગવડે હાસ્યજનક કુચેષ્ટા કરવી, ચાળા પાડવા.
ભોગાતિરિક્તતા. ભોગ–ઉપભોગ–ની વસ્તુઓ ખપ કરતાં વિશેષ રાખવી.
સંયુક્તાધિકરણતા. શસ્ત્ર, ઘંટી, મુશળ વગેરે અધિકરણો તૈયાર સજ્જ કરી રાખવાં, કોઇ માગવા આવે એને આપવાં; વગેરે.

૧૩૭—૧૩. અનર્થ દંડ. જે થકી આત્માને નિરર્થક દંડાવું પડે, પાપ વહોરવું પડે એ.

૧૩૭—૧૪. કૃપાણ આદિનું દાન. શસ્ત્રો માગ્યાં આપવાં.

૧૩૭—૧૭. સર્વ સાવદ્ય યોગ ત્યજીને સંસારનાં કાર્યો ત્યજીને.

૧૩૭—૧૯. મન, વચન અને કાયાનો સાવદ્ય વ્યાપાર (૧) સંસારનાં કાર્યોની ચિન્તા કરવી; (૨) કર્કશ ભાષા બોલવી; (૩) ભૂમિ પ્રમાર્જ્યા વિના બેસવું વગેરે.

૧૩૭—૨૦. અનવસ્થાન અસ્થિરતા, નિરાદર.
પ્રેષણ. નિયમ ધાર્યો હોય એથી બ્હાર કંઇ મોકલવું કરવું.

આનયન ધારેલી ભૂમિની બહારથી કંઇ મગાવવુ વગેરે.

શબ્દાનુપાત. શબ્દ, ખોંખારા વગેરે વડે પોતાની હાજરી જણાવવી.

રૂપાનુપાત. (ઉંચા થઈ) શરીર દેખાડી, સામા વાળાની દૃષ્ટિએ પડવું.

પુદ્‌ગળક્ષેપ આપણી ધારેલી ભૂમિની બહાર કોઇના તરફ કાંકરો આદિ નાખવો

આદાન. કંઇ લેવું કરવું.

ઉત્સર્ગ. મળમૂત્ર આદિ પરઠવવાં.

સંસ્તાર. સંથારો, બીછાનું. દેહનો અસત્કાર= સ્નાન, ભૂષા વગેરેનો ત્યાગ.

૧૩૮—૨. સ્મૃતિનો અભાવ (વિધિ કરવાનું) વીસરી જવું.

૧૩૮—૧. ઉપસ્થાપનાનો અભાવ. સ્મરણશક્તિ જાગ્રત ન હોવી તે

૧૩૮—૪. સચિત્તક્ષેપ સચિત્ત–દોષવાળી આહાર પાણીની વસ્તુ ઉપર પ્રાશુક–નિર્દોષ વસ્તુ મુકવી વિહિતક્ષેપ=નિર્દોષ ભોજ્ય પદાર્થોને દોષિત વસ્તુ વડે ઢાકવા

૧૩૮—૪. પારકાનો વ્યપદેશ. વસ્તુ પોતાની હોય છતાં પારકી છે એમ બ્હાનું કાઢવુ

કાલાતિક્રમદાન ભિક્ષાનો સમય વીતી ગયા પછી, સાધુને અન્નપાનાદિ માટે બોલાવવા

૧૩૮—૭ પૃષ્ટ ૧૩૫ થી આરંભીને અહિં સુધી શ્રાદ્ધધર્મના આચાર અને અતિચાર ગણાવ્યા છે ભીમસિંહ માણેકવાળા 'સાર્થ પંચપ્રતિક્રમણ' ના મ્હોટાં પુસ્તકમા શ્રાદ્ધધર્મના અતિચાર સવિસ્તર વર્ણવ્યા છે તે વાચવાની જિજ્ઞાસુઓને મારી ભલામણ છે

૧૩૮—૧૮ શંકા જિનેશ્વર ભાષિત વચન પર શંકા.

કાંક્ષા પરદર્શન પર અભિલાષા.

વિચિકિત્સા સત્કર્મના ફળને વિષે સંદેહ.

સંસ્તવના અહિં 'પ્રશંસા તથા પરિચય' એમ જોઇએ.

ઉત્સર્પણા. ધર્મનું મહાત્મ્ય વધારવું; શાસન દીપાવવું.

૧૩૯—૧૧. આટકપ્રમાણ. આટક એક જાતનું માપ છે. (ચાર 'પ્રસ્થ').

અંદર આવ્યો. અંદર લાવવામાં આવ્યો. સિદ્ધકરેલો=તૈયાર કરેલો, રાંધેલો.

૧૩૯—૧૪. યોગ્યચૂર્ણ. અહિં 'યોગચૂર્ણ' વાંચવું.

૧૪૦—૨૨. દેવચ્છંદ. જુઓ પૃષ્ઠ ૧૨૨, પં. ૨૬નું ટિપ્પણ.

૧૪૦—૨૫. ગૌતમ ગણધરે દેશના આપી. શ્રી જિન ભગવંતની દેશના પૂરી થયા પછી બીજી પૌરૂષીને વિષે ગણધર દેશના આપવા બેસે છે-એના ત્રણ ગુણ બતાવ્યા છે:—એક તો પ્રભુને ખેદાપનોદ એટલે વિશ્રાન્તિ મળે છે, બીજું શિષ્યનું સામર્થ્ય પ્રકાશમાં આવે છે, અને ત્રીજું, બન્ને બાજુએ (ગુરૂરાજ તથા શ્રોતૃવર્ગને) પ્રતીત થાય છે.

૧૪૧—૧૨. ઉત્તરસાધક. સહાયક.

૧૪૧—૨૩. ઇન્દુલેખાની પેઠે..........ઇત્યાદિ. ઇન્દુલેખા એટલે ચંદ્રમા પરલોક પામે-અસ્ત થાય ત્યાંસુધી યોગીજનો આસન-બદ્ધ રહે છે. પછીજ એઓનું આસનબંધન છૂટે છે અને એઓ સિદ્ધિ-મનોવાંછિત પ્રાપ્ત કરે છે—એ પ્રમાણે જ્યારે હું પરલોક પામું (મૃત્યુ પામું) ત્યાંસુધી તું સંસારબદ્ધ રહે. પછી છૂટીને તારૂં મનોવાંછિત પૂર્ણ કરજે.

૧૪૨—૧ સંધ્યાસમયના મેઘના રંગ......ચપળ જીવિત મનુષ્યની જીંદગીને સર્વ ધર્મવાળાઓએ આવાજ શબ્દોમાં વર્ણવીછે:-

"Like the dew on the mountain,
"Like the foam on the river,
"Like the bubble on the fountain,
"Thou art gone, and for ever." (*English poet*).

"Life is like a dream, a sleep, a shadow, a vapour, water spilt on the ground, a tale that is told, not only short but contemptible."

(*The Bible*)

૧૪૨. સમુદ્રતરંગવત્ ચંચળ..... ઇત્યાદિ. લક્ષ્મી, યૌવન આદિ, સંસારીની પ્રત્યેક વસ્તુની ચંચળતા દર્શાવનારો, પ્રભુ પાસે રક્ષણ માગતા ભક્તજનના મુખમાંથી નીકળેલો એક સુંદર શ્લોક જેમાં આ મેઘકુમારની સર્વ દલીલોનો સમાવેશ થઇ જાય છે, તે મને યાદ આવવાથી અહિં ટાંકી બતાવવાની અભિલાષા રોકી શકતો નથી

आयुर्नश्यति पश्यतां प्रतिदिनं याति क्षयं यौवनम्
प्रत्यायान्ति गताः पुनर्न दिवसाः कालो जगद्भक्षकः ।
लक्ष्मीस्तोयतरंगभंगचपला विद्युच्चलं जीवितम्
तस्मान्मां शरणागतं शरणद त्वं रक्ष रक्षाधुना ॥

૧૪૩—૨૭. ઉદ્ગમશુદ્ધ......ઇત્યાદિ આ અને બીજા પ્રકારો મળીને ૪૭ પ્રકારે શુદ્ધ-એવો આહાર જ સાધુને ઉપયોગમાં આવી શકે છે

ત્રણ ગુપ્તિ અને પાંચ સમિતિ જુઓ પૃષ્ટ ૭ ની ફુટનોટ ૫-૬.

૧૪૩—૩૦. માસ-આદિ પડિમા એક માસ આદિ પર્યન્ત કરાતી એક જાતિની તપશ્ચર્યા શ્રાવક આવી અગ્યાર 'પડિમા' વહન કરે, ત્યારે સાધુને એવી બાર વહેવાની કહી છે જુઓ **इगारसहिं उवासगपडिमाहिं वारसहिं भिक्खुपडिमाहिं** ।

૧૪૪ પરીષહ ક્ષુધા, તૃષા આદિ સહન કરવા રૂપ બાવીશ પરીષહો

ઉપસર્ગ જુઓ પૃષ્ટ ૧૨૦ પંક્તિ ૧૯ ઉપરનું ટિપ્પણ.

૧૪૩—૧૯ જીવિતને વિષે ક્યા પ્રતિબંધ છે? જીવિતની સાથે કયા આત્યન્તિક સંયોગ છે?

૧૪૪—૨ દ્રવ્ય ક્ષેત્ર આદિ અભિગ્રહ અમુક જ દ્રવ્ય-પદાર્થ વાપરવાનો, તથા અમુક જ ક્ષેત્ર અન્તર પર્યન્ત જવા આવવાનો નિયમ

૧૪૪—૫ ગુરૂકુળ ગુરુનો આશ્રમ-ઉપાશ્રય

૧૪૪—૧૭. દુઃખેથી ઉખેડી શકાય . ..છેડવા એ સહેલું છે.

અહિં "વાંસને છેદવા-કાપી લેવા એ સહેલું છે પરન્તુ જમીનની અંદરથી કોખેડી કાઢવા દુષ્કર છે" એમ જોઇએ

૧૪૫—૨૩. અષ્ટાન્હિક. આઠ દિવસ પર્યન્ત.

૧૪૫ અમારિ ઘોષણા વજડાવી. જુઓ પૃષ્ટ ૧૪ પંક્તિ ૬ ઉપરનું ટિપ્પણ.

૧૪૬—૯. લૂણ ઉતારતી હતી. અવતરણ-ઉતારણ માથે ઉતારવાનો પ્રસિદ્ધ દેશાચાર છે.

૧૪૬—૨૭. સચિત્ત ભિક્ષા. કારણ કે ભિક્ષામાં 'જીવન્ત જીવવાળી' વસ્તુ અર્થાત્ મેઘકુમારને આપવાનો છે.

૧૪૬—૨૮. સંપ્રદાન યોગ્યપાત્ર. એનો બીજો અર્થ 'યોગ્ય વસ્તુ' પણ થાય છે.

૧૪૭—૫. યતનાપૂર્વક. જીવજન્તુની વિરાધના ન થાય એવી રીતે-સાવધાનતાપૂર્વક.

૧૪૭—૧૬. આવશ્યક 'આવશ્યક' એટલે અવશ્ય કરવાની વિધિ-પ્રતિક્રમણ. સામાન્યતઃ તો આવશ્યક છ છેઃ—સામાયિક, ચઉવિસત્થો (ચોવીશ જિનની સ્તુતિ). વાંદણા (વંદનક), પ્રતિક્રમણ, કાયોત્સર્ગ અને પચ્ચખ્ખાણ (પ્રત્યાખ્યાન). પણ અહિં એ શબ્દ એના રૂઢ અર્થમાં વાપર્યો છે. અર્થાત્ અહિં આવશ્યક એટલે 'પ્રતિક્રમણ' લેવું. 'પ્રતિક્રમણ' નો અર્થ 'પાપનું અણકરવું'— undo, remove, destroy sins પાપ ટાળવું-પાપ દૂર થાય એવું ક્રિયાવિધાન કરવું—એમ મૂળ સૂત્રમાં અર્થ કર્યો છેઃ

'મૂળ સૂત્રે પડિક્કમણું (પ્રતિક્રમણ) ભાખ્યું પાપનણું અણકરવું'. અથવા 'પ્રતિક્રમણ' નો એમ પણ અર્થ થાય કે 'શુભયોગ થકી અશુભ યોગને વિષે ગમન થઈ ગયું હોય એમાંથી પાછું શુભ યોગને વિષે ક્રમણ કરવું' (પ્રતિ ક્રમણ કરવું).

સ્વાધ્યાય ભણવું-ભણેલું વિચારવું.
વાચના. ગુરૂ પાસેથી નવો પાઠ લેવો.

૧૪૭—૧૯. એક કાષ્ટ હાથને લભ્ય છે.....ઇત્યાદિ જેમ કાષ્ટ ઉચકવામાં-ઉપાડવામાં 'હાથ' નું કામ પડે છે, 'ચપટી' કામ આવતી નથીઃ તેમ : ધને રાત્રીના સંથારા માટે જગ્યા નિર્માણ કરી

આપવામાં એનો દીક્ષાપર્યાય જોવાનો હોય છે; નહિં કે એની પૂર્વની સંસારી પદવી.

૧૪૭—૨૪. કુમુદપુષ્પોના સમૂહની પેઠે નિદ્રા આવી નહિં. કુમુદ પુષ્પોની જેમ ઉન્નિદ્ર રહ્યો મેઘકુમાર, ઉન્નિદ્ર-નિદ્રા આવ્યા વિનાનો. કુમુદો (ચંદ્રવિકાસી કમળો), (રાત્રીએ) ઉન્નિદ્ર-અણુ બીડાયલા-વિકસિત

૧૪૮—૩ જિનમુદ્રા. ધ્યાન ધરતી વખતે જિનપ્રભુ ઉભા રહે એમ ઉભા રહેવું. બે ચરણ વચ્ચેનુ અન્તર આગળ ચાર આંગળનું હોય, અને પાછળ એથ કંઈક ન્યૂન હોય એવી રીતે.

૧૪૮—૮ . પાંચ શક્રસ્તવાદિક શક્ર એટલે ઈન્દ્રમહારાજ -એમણે કરેલી પ્રભુની સ્તવના, જે 'નમુંથ્થુણં' નામથી ઓળખાય છે, એ, અર્થાત્ પાંચ 'નમુંથુણં' વગેર કહેવા પૂર્વક.

૧૪૮—૧. ક્ષેત્ર સમાસ પૃથ્વી-પૃથ્વીપરના દેશો આદિ ભૂગોળ સબંધી, હકીકતનું વર્ણન જેમા કરેલું છે એવો ગ્રન્થ છે.

૧૪૮—૧૬. વિભાવ વૈભવ-રાજપુત્ર તરીકેનું મહત્વ.

૧૪૮—૨૫. નૂતન ગૃહને વિષે .ઈત્યાદિ નવા જ ઘરમાં, ઘર બંધાઇ તૈયાર થયું ત્યાં જ એમા આગ લાગે-એમ .. ..થયું.

૧૪૯—૨૫ સૂર્યના અશ્વો આપણા કવિઓ જેમ, સૂર્યને અશ્વો જોડેલા રથમા બેસી આકાશમા સચાર-પ્રયાણ કરતો કલ્પે છે (અને એમની ધીમી કે ઉતાવળી ચાલને લઇને દિવસો લાંબા કે ટુંકા થાય છે એવી પણ અલકારિક કલ્પના કરવામાં આવે છે) એમ પાશ્ચિમાત્ય કવિજનો પણ સૂર્યને એવા જ કાલ્પનિક લેબાસમાં વર્ણવે છે જુઓઃ—

"Gallop apace, you fiery-footed steeds
"Towards Phoebus' lodging, such a waggoner
"As Phaeton would whip you to the west"
"And bring in night immediately".

(*Romeo and Juliet*).

૧૫૦—૧૮. જવાસાને લીલો જ રાખ્યો. 'જવાસો'

નામની વનસ્પતિ આવે છે એ ગ્રીષ્મઋતુમાં લીલીછમ રહે છે અને ચોમાસામાં સૂકાઇ જાય છે.

૧૫૨—૨૩. જિનકલ્પી સ્થવિરકલ્પી અને જિનકલ્પી-એમ બે પ્રકારના મુનિ કહ્યા છે. જેનામાં, શ્રી જિનપ્રભુ પાળતા એવો કઠિન કલ્પ એટલે આચાર પાળવાની શક્તિ વિદ્યમાન હોય એ 'જિનકલ્પી'. (એ આચાર તપ, શ્રુત, સત્વ, બળ અને વિહાર એ પાંચ વાનાં પરત્વે છે).

૧૫૨—૨૭. ભયભીત ભિલ્લ જેમ. અહિં "ભિલ્લ લોકોથી ભય પામીને માણસ જેમ" એમ જોઇએ.

૧૫૩—૧૬. ત્રેતાયુગ. (૧) કૃતયુગ અથવા સત્યયુગ, (૨) ત્રેતાયુગ, (૩) દ્વાપરયુગ અને (૪) કલિયુગ-આમ ચાર યુગ ગણાવ્યા છે. એમાં ધર્મ અનુક્રમે ઘટતો ઘટતો પળાતો આવ્યો છે. કૃતયુગમાં પૂર્ણપૂર્ણે, સોએ સો ટકા પળાતો ધર્મ ચાર પગે ઉભેલો કલ્પ્યો છે. ત્રેતાયુગમાં એથી ઓછો, પોણોસો ટકા પળાતો, એટલે ત્રણ પગે ઉભેલો કલ્પ્યો છે એજ પ્રમાણે 'દ્વાપર' માં બે પગે ઉભેલો કલ્પ્યો છે. અને વર્તમાન 'કલિયુગ' માં એક પગે ઉભેલો કલ્પ્યો છે, કારણ કે બહુ જ જુજ પાળવામાં આવે છે.

૧૫૩—૨૨ કુતીર્થિઓ. કુગુરૂના અનુયાયીઓ; અધર્મીઓ.

૧૫૪—છેલ્લી. અમૃતમય કળા નથી ઉત્પન્ન કરતો? અમી નથી લાવતો?

૧૫૫—૪. વિરૂપ. અયોગ્ય, અઘટિત.

૧૫૫—૧૨. એકાદશ અંગ. આચારાંગ, સૂત્રકૃતાંગ, સ્થાનાંગ, સમવાયાંગ, ભગવતી, જ્ઞાતાધર્મકથા, ઉપાસકદશાંગ, અંતકૃતદશાંગ, અનુત્તરોપપાતિક, પ્રશ્નવ્યાકરણ, અને વિપાક-એમ શાસ્ત્રના અગીઆર અંગ કે સૂત્રો કહ્યા છે.

૨૦. ઉત્કુટિક. અહિં 'ઉત્કટિક' વાંચવું. ઉત્કટિક= ઉભડક.

*વીરાસન.* *યોગી લોકો ધ્યાનનિમગ્ન અવસ્થાને* વિષે શરીરને અમુક અમુક સ્થિતિમાં રાખે છે, બેસે છે એ સ્થિતિ posture ને 'આસન' કહે છે. (આસ્=બેસવું. એ ઉપરથી).

એવા ઘણી જાતના આસન છે એમાનુ એક ' વીરાસન ' છે પ્રભુની પ્રતિમાનુ જે પ્રમાણેનુ આસન દેવાલયમા હોય છે તે ' વીરાસન ' કે પર્યંકાસન કહેવાય છે બીજા આસનો ' ભદ્રાસન, ' ' પદ્માસન ' વગેરે છે

૧૫૫ ૨૯ અસ્થિ અને ચર્મ ..ઇત્યાદિ માત્ર હાડ અને ચામડી બાકી રહે ત્યા સુધી તપશ્ચર્યા કરી કરીને શરીર ગાળી નાખવુ.

૧૫૬—૨. અનશન મૃત્યુ નજીક આવ્યુ જાણી ચારે પ્રકારના આહારનો ત્યાગ કરવો તે ( અન્ + અશન )

૧૫૬—૧૭ સિંહની પેઠે અને વળી કનકધારીની પેઠે સિંહ જેટલું બળ, અને વળી શરીરે બખ્તર–એમ બેવડા બળથી, '

૧૫૬—૨૧ વિદેહ. મહાવિદેહ ક્ષેત્ર જુઓ પૃષ્ઠ ૭૩ પંક્તિ ૭ નુ ટિપ્પણ

૧૫૬—૨૩ પંચપરમેષ્ઠી અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ

૧૫૬—૨૨ બ્રાહ્મ મુહૂર્ત રાત્રીનો છેલ્લો પહોર 'બ્રાહ્મ મુહૂર્ત ' કહેવાય છે.

૧૫૬—છેલ્લી ગૃહચૈત્ય ઘરદેરાસર

૧૫૭—૧ પ્રભુની પ્રતિમા સમક્ષ પ્રત્યાખ્યાન પ્રત્યાખ્યાન એટલે નિરાદર, અમુક જાતનો ત્યાગ–પચ્ચખ્ખાણ એ પચ્ચખ્ખાણ આદિ દેવગુરૂની સમક્ષ કરવાનુ કહ્યુ છે, એટલા માટે કે સાક્ષી પડતુ કર્યું હોય તો પછી એમા દૃઢ રહેવાય, અસ્થિર ન થઇ જવાય

૧૫૭—૨ ત્રણ નિસ્સિહી ત્રણ નૈષેધિકી–અમુક અમુક વ્યાપારનો નિષેધ-ત્યાગ કરૂ છુ એમ કહેવા રૂપ (૧) ઘરસબધી વ્યાપાર–કાર્યોનો ત્યાગ કરૂ છુ એમ દેરાસરના મુખ્ય દ્વારે પ્રવેશના જ બોલે (૨) રંગમડપમા પ્રવેશ કરતા દેરાસર સબધી કાર્યોના વિચારનો ત્યાગ કરૂ છુ એમ બોલે (૩) પ્રભુ સન્મુખ રહી દર્શન કરે, તે પહેલા જિનપૂજા સબધી સર્વ વિચારોનો ત્યાગ કરૂ છું એમ બોલે એમ ત્રણ સ્થળે ત્રણ નિસ્સિહી કહે

૧૫૭—૧૪ જિનમુદ્રા જુઓ પૃષ્ટ ૧૪૮ ૩ ઉપરનુ ટિપ્પણ

૧૫૭—૧૫ સ્થાપના સ્તવન પાચ પ્રકારના સ્તવન કહ્યા

છે (૧) 'નમુત્થુણં' કે શક્રસ્તવ, (૨) 'અરિહંત ચેઇયાણં' કે ચૈત્યસ્તવ અથવા સ્થાપનાસ્તવ, (૩) 'ચઉવિસત્થો' કે લોગસ્સ' અથવા નામસ્તવ, (૪) 'પુક્ખરવરદ્દી' કે શ્રુતસ્તવ અને (૫) સિદ્ધાણં બુદ્ધાણં' કે સિદ્ધસ્તવ આ પાંચ સ્તવનો પાંચ 'દંડક' કહેવાય છે

સ્તુતિગર્ભ. જેમાં (ચાર) સ્તુતિ આવે છે એવું

૧૫૭—૧૭. મુક્તાશુક્તિ મુદ્રા મોતીની બે છીપ જોડાયલી હોય એવી રીતે બેઉ હાથ પોલા રાખીને જોડવા એ

૧૫૭—૧૯. વર્ણાર્થપ્રતિમાત્રિક વર્ણ=શુદ્ધ ઉચ્ચાર કરવો. અર્થ=બોલવું તે સમજતા જવું, પ્રતિમા=પ્રભુની પ્રતિમા સમક્ષ દૃષ્ટિ રાખવી,-એ ત્રણવાના આ ત્રિકને વર્ણાદિ ત્રિક અથવા આલમ્બન ત્રિક પણ કહે છે આવા દશ ત્રિક કહ્યા છે નિસ્સિહિત્રિક, પ્રદક્ષિણાત્રિક, પ્રણામત્રિક, પૂજાત્રિક, અવસ્થાત્રિક, દિશિત્રિક (ત્રણ દિશાએથી દૃષ્ટિ સહરી લઈ પ્રભુપ્રતિમા સમીપજ રાખવી), પ્રમાર્જનત્રિક, આલમ્બનત્રિક, પ્રણિધાનત્રિક અને મુદ્રાત્રિક

૧૫૭—૨૩ દ્વાદશાવર્ત વન્દન જેમાં બાર આવર્ત આવે છે એવું વન્દન બે વખત 'વાંદણા' બોલીને વંદન કરીએ છીએ એમાં અકેક 'વાંદણા' માં ત્રણ ને ત્રણ છ આવર્ત આવે છે એટલે બે 'વાંદણાં' માં બાર 'આવર્ત' આવ્યા

વંદનના ત્રણ પ્રકાર કહ્યા છે —(૧) બે હાથ જોડીને, (૨) બે ખમાસમણા દઈને, (૩) બે વાંદણા બોલીને આ ત્રીજું—તે દ્વાદશાવર્ત વંદન જુએ 'ગુરુવંદનભાષ્ય' ની ગાથા પહેલી

૧૫૭—૨૫ સંયમ તથા શરીરની નિરાબાધતા શરીર બાધારહિત-સ્વસ્થ છે કે? સંયમ પણ નિર્બાધિતપણે પળાય છે કે?

૧૫૭—૨૮ માધ્યાન્હિક જિનપૂજન ત્રણ વખત પૂજન-અર્ચન કરવાનું કહ્યું છે—પ્રાત કાળે, મધ્યાન્હે અને સન્ધ્યાકાળે

૧૫૭—૩૦ અન્નપાનથી .. પ્રતિલાભી મુનિઓને અન્નપાન વહોરાવી

૧૫૮—૧૩ (ચડતે ચડતે) દર્ષ સહિત 'દર્ષ સહિત' ની જગ્યાએ 'હર્ષ' વાંચવું

૧૫૯—૧૯ પટરાણી સુમેનાગજા અહિં 'સુમેનાગજા વગેરે

પત્નીઓ ' એમ વાંચવું. શ્રેણિક રાજાની બ્હેન સુસેનાની અંગજા–પુત્રી–ને અભયકુમાર પરણ્યો હતો. (ફઇની પુત્રીને પરણવાનો નિષેધ નહિ હોય.)

૧૫૯—૨૦. ઉત્સાહશકિત વગેરે. જુઓ પૃષ્ટ ૫૨ પંકિત ૨૪ નું ટિપ્પણ.

૧૫૯—૨૧. પરસ્પર શત્રુભાવરહિત.......ઇત્યાદિ. ધર્મ, અર્થ અને કામને, પરસ્પર–માંહોમાંહે વિરોધ ન આવે એવી રીતે.

સર્ગ ચોથો

૧૬૧—૪. દંતવીણા વગાડવી. અતિશય થંડીને લીધે દાંત ધ્રુજે અને હેઠલા ઉપલાની સાથે અથડાય તેથી વીણાની જેવો અવાજ થાય એને ' દંતવીણા વગાડવી ' કહે છે.

૧૬૧—૫ પરિરંભ. આશ્લેષ. શીતાપનોદ=શીત–થંડીને દૂર કરવી તે; હુંફ.

૧૬૧—૧૯. સમય આવ્યે......લાગે છે. સરખાવો પૃષ્ટ ૨૫૦ પંકિત ૧૨. વળી જુઓ ' શિશુપાળવધ ' સર્ગ ૬ શ્લોક ૪૪.

समय एव करोति बलाबलं मणिगदन्त इतीव शरीरिणाम् ।
शरदि हंसरवा परुषाकृतस्वरमयूरमयूरमणीयताम् ॥

૧૬૨—૧૦. કાયોત્સર્ગ કાયાની સર્વ ચેષ્ટાઓ રૂંધી, ઉભા રહી ધ્યાન ધરવુ. કર્મ ખપાવવાં કર્મનો ક્ષેપ કરવો, કર્મનો ક્ષય કરવો.

૧૬૨—૧૮. પુર (૧) નગર, (૨) શરીર.

૧૬૨—૧૮ જીવ કર્મપ્રકૃતિસહિત. ઇત્યાદિ. પોતાની સમગ્ર ૧૫૮ પ્રકૃતિસહિત આઠ કર્મ જીવની સાથે લાગેલા જ છે માટે જ્યાં જ્યાં એ જીવ સંચાર કરે ત્યા ત્યા કર્મપ્રકૃતિ સાથે જ હોય–સાથે જ સચાર કરે

૧૬૩—૧. પ્રચ્છદપટ. ઓઢવાનુ વસ્ત્ર.
આસજન સમ્બન્ધી જન.
મલીમસ (૧) કૃષ્ણવર્ણો, શ્યામ. (૨) દુષ્ટ.

૧૬૪—૧૯. એક બાજુએ સિંહ ને બીજી બાજુએ નદી. આ " વ્યાઘ્રતટી ન્યાય " કહેવાય.

૧૬૬—૬. દિવ્ય. શાસ્ત્રમાં અપરાધીની પરીક્ષા કરવા માટે અમુક શિક્ષાઓ ( ordeals ) કહેલી છે તે ' દિવ્ય ' કહેવાય છે. આવા ' દિવ્ય ' વખતે પંચમ લોકપાળ એટલે રાજા હમેશાં સાક્ષી રહે છે-રાજાની હાજરી એવે વખતે હોય છે. સોમ, યમ, વરૂણ અને કુબેર એ ચાર લોકપાળ તો કહેવાય છે. રાજાને પાંચમો લોકપાળ ( લોકોનું પાલન કરનાર ) ગણ્યો.

૧૬૭—૩. સૌ પોતપોતાને અદ્વિતીય માને છે. અહિં " માણસ બીજો જ થઈ જાય છે-બદલાઇ જાય છે. " એમ જોઇએ.

૧૬૭—૨૧. અરિષ્ટ. અશુભ.

૧૬૮—૪. રસયુક્ત. (૧) કરૂણા, હાસ્ય વગેરે રસયુક્ત-રસિક ( કાવ્ય ); (૨) ભીનાશવાળું ( વૃક્ષ ). પ્રસન્ન=સહેલાઇથી સમજી શકાય એવું ( કાવ્ય ); મંગળમય ( વૃક્ષ ).

૧૬૮—૧૦. પ્રવાલ. (૧) સમુદ્રમાં ઉત્પન્ન થાય છે તે ' પ્રવાળા '; (૨) વૃક્ષના કુંપળીઆ.

૧૬૮. બિમ્બ. જિનબિમ્બ, જિનેશ્વરની પ્રતિમા.

૧૬૮—૧૭ ' વિધાન ' ની જગ્યાએ ' મંગળવિધાન ' જોઇએ. ' ત્રણ મંગળે કરીને સહિત ' ની જગ્યાએ ' સિદ્ધ ' જોઇએ.

૧૭૦—૨. માતંગ=ચંડાળ.

૧૭૦—૧૧. અવનામિની વિદ્યાને બળે ઉંચી વસ્તુ નીચી નમે છે, અને ઉન્નામિની વિદ્યાને બળે, નીચી નમેલી પાછી ઉંચી જાય છે.

૧૭૧—૪. ત્રણ રસ્તા ભેગા મળે તે સ્થાન ત્રિક; ચાર ભેગા મળે તે ચતુષ્ક, ચોક કહેવાય છે. ચત્વર=ઘણા રસ્તા ભેગા મળે તે સ્થાન

૧૭૩—૨૧ અસ્ત પામતો સૂર્ય. આપણા સંસ્કૃત કવિવરો જેમ ' સૂર્યાસ્ત ' ને માટે નવનવીન અલંકારિક કલ્પનાઓ ઉડાવે છે તેમ અન્ય પ્રજાના કવિવરો પણ એવી કલ્પનાઓ રચવામાં પાછા પડતા નથી જુઓ:—

" Now deep in ocean sunk the lamp of light"
( *Homer's Iliad VIII, 605.* )

વળી સરખાવો:—આ જ ચરિત્રના બીજા ભાગમાં પૃષ્ટ ૭૩ પંક્તિ ૧૧ મી, જ્યાં કવિ કહે છેઃ—સૂર્ય પશ્ચિમ સમુદ્રમાં ડુબવા લાગ્યો વગેરે.

૧૭૪—૧૩. સત્યને વિષે નિરત પોતાની પ્રતિજ્ઞા પાળવાવાળા. નિરત=અનુરક્ત.

૧૭૭—૨૩. પોતામાંથી (કમળમાંથી) બહાર નીકળતા ભ્રમર. સંધ્યાકાળે ભ્રમર કમળમાં પેસે છે તે રાત્રી પડે છે તોયે અંદર ને અંદર બેસી રહે છે એટલામાંતો એ કમળ પુષ્પો બીડાઇ જાય છે એટલે એ અંદર રહી જાય છે અને વળતા દિવસની પ્રભાતે બહાર નીકળવા પામે છે (અંદર રહી ગયેલા અને પ્રભાત થવાની વાટ જોતા એક ભ્રમરની થયેલી દશા વિષે 'ભ્રમરાષ્ટક' માંનો એક કરૂણોત્પાદક શ્લોક સેંકડો મનોરથો કરતા સંસારી માનવીને વિચારવા જેવો છેઃ—

रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातम्
भास्वानुदेष्यति हसिष्यति पंकजश्रीः ।
इत्थं विचिन्तयति कोशगते द्विरेफे
हा हन्त हन्त नलिनीं गज उज्जहार ॥

૧૭૯—૧૭. ભયંકર રસકુપિકા જુઓ પૃષ્ટ ૧૩૨ પંક્તિ ૫ ઉપરનું ટિપ્પણ

૧૭૮—૧૫ અનન્ત બુદ્ધિના નિધાન એવા અહિં "હે અનન્ત બુદ્ધિનિધાન (કુમાર), એના" એમ વાચવું

૧૮૧—૧૫ અસ્થૂલ મુખવાળા કૃશ-પાતળા મ્હોંવાળા આ બધાં ઉત્તમ જાતિના અશ્વના લક્ષણો છે.

૧૮૨ જુગુપ્સા. ઘૃણા, તિરસ્કાર

૧૮૨—૬ ગંધ હસ્તી ઉત્કટ મદગંધવાળો હાથી.

यस्य गन्धं समाघ्राय न तिष्ठन्ति प्रतिद्विपाः ।
तं गन्धहस्तिनं प्राहुः नृपतेर्विजयावहम् ॥

૧૮૨—૧૭ પર્યન્ત દેશ. છેવાડે આવેલો, ખુણે પડી ગયેલો દેશ.

૧૮૨—૧૭. શાલિગ્રામ નામના ગામડામાં ધનાઢ્ય વણિક. ઇત્યાદિ. 'ગામડા ગામમાં વળી ધનવાન કેવો ?' એવી કોઈ શંકા કરે તે દૂર કરવા માટે કાવ્યકર્ત્તા દૃષ્ટાન્ત આપે છે કે કમળ જેમ જળમાંયે હોય ને સ્થળને વિષે પણ હોય એમ ધનવાન શહેરમાંયે હોય તેમ ગામડામાં પણ હોય. (સિદ્ધાન્તને દૃષ્ટાન્તવડે સિદ્ધ કર્યું છે).

૧૮૨—૨૧. યુગ. ધોંસરૂં.

૧૮૨—૨૮. સત્યાનુરક્ત. સત્યા–સત્યભામાને વિષે અનુરક્ત છતાં 'જનાર્દન'–કૃષ્ણ નહિં એમ કહેવું એ વિરોધ. એ (વિરોધ), સત્યને વિષે અનુરક્ત છતાં 'જનાર્દન'–લોકોને દુખ દેનારા નહિં–એમ અર્થ કરીને શમાવવો. (વિરોધાભાસ અલંકાર).

૧૮૩—૮. એષણીય અન્નપાન......ઇત્યાદિ એમને વિશુદ્ધ અન્નપાન વહોરાવ.

૧૮૩—૧૫. (શૃંગારને વિષે) મૂઢ. મોહવાળી.

૧૮. અચિત્ત જળ. અગ્નિથી પાકું કરેલું–ઉકાળેલું જળ.

૨૦. ચાક્રિક. કુંભાર; તેલી. બેઉના શરીર એમના એવા ધંધાને લીધે ચીકણા હોય છે.

૨૫. આલોચના. પોતાથી કંઇ પાપાચરણ થઇ ગયું હોય એ ગુરૂ સમક્ષ પ્રકાશિત કરી એને માટે પશ્ચાત્તાપ કરવો. 'આલોચના' નો શબ્દાર્થ "વિચારી જવું" છે.

૨૯. નિકાચિત આયુષ્ય. જુઓ પૃષ્ટ ૭૧ પં. ૨૫ નું ટિપ્પણ.

૧૮૪—૧૪. અતીત, અનાગત અને વર્તમાનના જાણનારા. આવું જ્ઞાન ધરાવનારા મહાત્માઓની વાત, કુરૂક્ષેત્રના યુદ્ધને વર્ણવતા 'મહાભારત' ના સહોદર જેવા Iliad માં મહાન્ ગ્રીક કવિ હોમરે પણ કરી છે. જુઓ:—

"That sacred seer whose comprehensive view
"The past, the present and the future knew"
*(Iliad Bk. I. L. 93-94.*

[illegible]

ઇન્દ્ર. (નવ 'ગ્રૈવેયક' તથા પાંચ 'અનુત્તર વિમાન' ના ઇન્દ્ર અહમિન્દ્ર છે.)

૨૬. સૂર્યની મૂર્તિના કિરણો. સૂર્યના કિરણો. સૂર્ય અહિં કુમારિકાનું ઉપમાન છે તે એની 'જાતિ' નું જોઇએ માટે 'સૂર્ય' શબ્દની જગ્યાએ 'સૂર્યની મૂર્તિ'-એ શબ્દ વાપર્યો છે.

૧૮૬—૧૭ પૂર્વે દ્વારિકામાં કરવામાં આવ્યું હતું એમ. શ્રી કૃષ્ણના શાંબ અને પ્રદ્યુમ્ન નામના પુત્રોએ, મદિરાના નિશામાં કરેલા પ્રાણાંતક પ્રહારથી કોપાયમાન થયેલા દ્વિપાયન ઋષિએ મૃત્યુ પામ્યા બાદ અસુરના અવતારમાં દ્વારિકા નગરીને અગ્નિનો વર્ષાદ વરસાવી ભસ્મસાત્ કરી તે વખતે જેમણે જેમણે 'ચારિત્ર' લેવાની ઇચ્છા જણાવી હતી તેમને ખાત્રી કરી કરીને અંદરથી બહાર કાઢયા હતા-એમ વાત છે.

૧૮૮—૧૨. કાશ્યપ મુનિની પેઠે. પોતાની પુત્રી નહોતી એવી શકુન્તલાને આપીને કાશ્યપ ઋષિ દુષ્યન્ત રાજાના શ્વશૂર થયા હતા એમ.

૧૮૮—૭ નવે નિધાન ..વગેરે અત્યારે પ્રચલિત કહેવત આમ છે—નવે નિધિ અને અષ્ટ મહાસિદ્ધિ.

૧૮૮—૨૦. પાંચ પ્રકારના વિષયો પાંચે ઇન્દ્રિયોના વિષયો.

૧૮૮—૧૨. રાજ્યલક્ષ્મીની સાથે રહે રાજ્યવૈભવ ભોગવે

૧૮૯—૧૬ કીડીનો ગ્રહ શરીરપર કીડીનું વળગવું-ચોંટવું તે.

૧૮૯—છેલ્લી હીલના કરવી. અપવાદ બોલવા.

૧૮૦. યાતના. નરકમાં ભોગવવી પડતી ઘોર શિક્ષા.

૧૯૦—૨૩. વિષ્ણુની પેઠ ......ઇત્યાદિ જેને જેને ચારિત્ર લેવાનું મન થતું એ સર્વને, પોતાના પુત્ર પુત્રીઓને સુદ્ધાં, શ્રીકૃષ્ણે પાસે રહીને દીક્ષા અપાવી હતી.

૧૯૧—૨. ભાગ્ય અને બળ... ..ઇત્યાદિ. ભાગ્ય અને બળ બેઉને પોતામાં એકત્ર રાખતો એવો (એ લોહખુર). કહેવાનો ભાવાર્થ એવો છે કે એ બળવાન હતો તેમ ભાગ્યશાળી પણ હતો.

૧૯૧—૧૯. ચંદ્રમા કરતાં અહિં "ચંદ્રમાના પુત્ર-રૌહિણેય અર્થાત્ બુધના ગ્રહ કરતાં" એમ જોઇએ.

૧૯૧ -૧૮. આમિત્રમંડળની દૃષ્ટિએ ...ઇત્યાદિ. બુધનો

ગ્રહ જ્યાં જ્યાં સંચાર કરે છે ત્યાં ત્યાં એ અમિત્રમંડળનું લક્ષ્ય બને છે; અને આ ચોર જ્યાં જ્યાં સંચાર કરે છે ત્યાં ત્યાં અમિત્ર-મંડળનું લક્ષ્ય બનતો નથી. માટે ચોર એ ગ્રહ કરતાં અધિક. ગ્રહ-પક્ષે અમિત્રમંડળ=સૂર્યમંડળ નહિં. અર્થાત્ એ સૂર્યમંડળની દૃષ્ટિએ પડતો નથી. સૂર્યમંડળથી બહુ દૂર છે. ચોરપક્ષે અમિત્રમંડળ =શત્રુમંડળ. એનું લક્ષ્ય એ ચોર બનતો નહિં-શત્રુઓથી પકડાતો નહિં. 'મિત્ર' શબ્દના (૧) દોસ્તદાર, અને (૨) સૂર્ય-એ બે અર્થપર અહિં કવિએ અલંકાર રચ્યો છે.

૧૯૨—૧૪. તુંડને તેમજ મુંડને મુંડનારૂં. તુંડ=મુખ, મ્હોં. મુંડ=માથું. એ વીર મુંડને તો મુંડે છે-પણ સાથે તુંડને-મોઢાને પણ મુંડે છે (મોઢાને મુંડાય નહિ છતાં એમ કરે છે). આંખો મીચીને બધાને મુંડે છે-દીક્ષા આપે છે.

૧૯૪—૧૦. ઉત્તર કાળને વિષે. ભવિષ્યમાં જે વેદનાનું ફળ.... ..ઇત્યાદિ માટે સરખાવો અંગ્રેજી કહેવત All's well that ends well.

૧૯૪—૨૩. કાન બંધ કરી દીધા તે જાણે......ઇત્યાદિ. સરખાવોઃ—

"And so locks her in embracing, as if she would pin her to her heart that she might no more be in danger of losing."

(*Shakespeare's Winter's Tale Act V. 2.*)

૧૯૫—૧૯. શ્રેણિકનું કહેવું એમ છે કે પિત્રાઇ, ભાણેજ કે જમાઇને વૃથા પગાર આપવો પડે. પણ તને શી બાબત આપવો.

૧૯૫—૨૬. બપોર પછીની છાયાની પેઠે. આપણી બપોર પછીની છાયા લાંબી લાંબી થતી જાય છે અને આગળને આગળ જ ચાલ્યા કરે છે એથી પકડાતી નથી, તેમ એ ચોર પણ પકડાતો નથી.

૧૯૭—૧૬. આરક્ષક. પોલીસના માણસો.

૧૯૭—૧૭. અપુણ્યરાશિ. જેની પાસે પૂર્વભવની પુણ્યરૂપી કમાણી કાંઇ ન હોય એવા; પુણ્યહીન.

૧૯૯—૧૮ વરને શ્લોકાદિ ઉત્તમ કાવ્યો પૂછવામાં આવે છે અત્યારે ગુજરાતમા આ રિવાજ પ્રચલિત છે

૧૯૯—૩૦ મુગ્ધરૂપ પ્રતિપાદન કરનારી દેવતાને ઓળખાવનારી

૨૦૦—૨૬. ઇતર (ઉચ્ચકુળવાળા શિવાયના) બીજા, નિકૃષ્ટ કુળવાળા

૨૦૩—૧૦ વિષમેષુ વિષમ-અસહ્ય ઇષુ–બાણુ જેના છે એવો

૨૦૩—૪ વિગતને યોગ્ય થાઉ વ્રત–દીક્ષા લેવાની યોગ્યતા માનમા આવે ત્યારે

૨૦૪—૯ નિષ્ક્રમણોત્સવ. નિષ્ક્રમણ–સસારમાથી નીકળી જવુ એ વખતે અર્થાત્ દીક્ષા લેતી વખતે કરવામા આવતો ઉત્સવ

૨૦૪—૧૭ દ્રવ્યથી કૃશ અત્યન્ત તપશ્ચર્યાને લીધે શરીરે કૃશ–દુર્બળ

'ભાવ' થી કૃશ. જેની સર્વ ઇચ્છાઓ તૃષ્ણા આદિ કૃશ એટલે પાતળી પડી ગઇ છે, ઘટી ગઇ છે એવો.

૨૦૪—૧૯. ઉચ્ચ સલેખના મરણ સમયે મોક્ષની આરાધના કરવી તે મોક્ષ પ્રાપ્ત કરવાની કરણિ કરવી તે (જુઓ આ ચરિત્રનો બીજો ભાગ પૃષ્ટ ૨૪૩)

૨૦૪—૨૧ પાદપાદોપગમન કરી પડી ગયેલા વૃક્ષ આદિ જેમ એકજ સ્થિતિમા પડ્યા રહે છે તેમ પડ્યા રહી (પાદપ–વૃક્ષ આદિનો જેમ ઉપગમન કરી)

## સર્ગ પાંચમો.

૨૦૫—૫ નિમાળાથી યુક્ત અહિ નિમાળાથી ભરપૂર' વાચવુ

૨૦૫—૧૫ નિન્દ્ય મૂર્ખ જનોની ઇત્યાદિ અહિ 'કુટ્ટન' મુઠાઓને વિષેજ હતુ" એમ વાચવુ મુઠા એટલે વૃક્ષના ઠીમચા એઓને જ કુટવા કાપવા પડતા (લોકોને વિષે છેદન, બન્ધન, કુટ્ટન કે નિપીડન–એમાનુ કઇ પણ દુ ખ ન્હોતુ)

૨૦૫ ૨૨ મહીપતિઓ નાસી જતા હતા અહિ "મહી

ભૂતો પણ નષ્ટ થતા હતા” એમ વાચવુ મહીભૃત્=(૧) રાજા, (૨) પર્વત નષ્ટ થતા હતા=(૧) નાશી જતા હતા, (૨) નાશ પામતા હતા

૨૦૬—૧૭ રાવણને અને શિવને હતો તેવી મૈત્રી જૈન માન્યતા અનુસાર રાવણ દૃઢ શ્રદ્ધાવાન્ સમકિની શ્રાવક હતો એવાને શિવની સાથે મૈત્રી કે પરિચય હોવાની વાત આ કાવ્યગ્રથના કર્તા શા માટે અને કયા જૈનગ્રથમાથી લાવ્યા હશે ?

૨૦૬—૧૦ પટ પડદો, ચક

૨૦૬—૨૨ કૃષ્ણલવણ, નિમ્બપત્ર આ બે વસ્તુને એના સ્ફુટ અર્થમા લઈએ તો તે કઇ નવાઇની વસ્તુ તરીકે દૂર દેશાવર ભેટ મોકલવા જેવી કહેવાય નહિ માટે એ બે કોઇ નવાઇની અમૂલ્ય વસ્તુઓ હોવી જોઇએ

૨૦૭—૧ ચક્ર (૧) ચક્રવાક પક્ષી ( જેને, સૂર્ય હોય ત્યારે સયોગરૂપ આનન્દ થાય ), (૨) માડળિક રાજાઓનુ મ ડળ

૨૦૭—૨ ધ્વાન્ત (૧) અન્ધકાર, (૨) વિરોધીઓ

૨૦૬—૧૨. કાર્તિકેયની જેમ અપ્રતિહત શક્તિવાળો. શક્તિ=(૧) સામર્થ્ય, (૨) કાર્તિકેયનુ એ નામનુ શસ્ત્ર અપ્રતિહત= જેને કોઈ હઠાવી ન શકે એવુ જુઓ —

“ आसीत्... . कार्तिकेय इव अप्रतिहतशक्ति शूद्रको नाम राजा ” શ્રીમદ્ બાણભટ્ટની કાદમ્બરી પૃષ્ટ ૧

૨૦૭—૧૦ ચદ્રમાને જેમ બુધ ...ઇત્યાદિ જુઓ પૃષ્ટ ૪૨ પક્તિ ૧૪

૨૦૭—૧૩ શાશ્વતી કાયમની, હમ્મેશને માટે

૧૬. ઉત્પત્તિકી બુદ્ધિ બુદ્ધિનો એક પ્રકાર છે Presence of mind જુઓ પૃષ્ટ ૪૦ પ ૨૦ ઉપરનુ ટિપ્પણ

૨૦૮—૨ ઉત્કણ્ઠિત ઉચા કઠ-ડોકવાળો ( મયૂર ), જિજ્ઞાસાવાળો ( રાજપુત્ર )

સલાપ ટુહુકાર–ટૌકા ( મયૂરના ), શબ્દો ( રાજાના )

૨૦૮—૨૪ માસક્ષપક ચડકૌશિક. મહિનાના ઉપવાસ કર

નાર ચંડકૌશિક નાગ. એવી કથા છે કે એ નાગ લોકોને બહુ હેરાન કરતો હતો, પણ પાછળથી શ્રી વીરના પ્રતિબોધથી વૈરાગ્ય પામી માસક્ષપણ કરી મૃત્યુ બાદ જ્યોતિષ્ક દેવતા થયો હતો. (જો એણે વ્રત વિરાધ્યું ન હોત તો એ એ કરતાં ચઢીયાતો વૈમાનિક દેવ થયો હોત).

૨૦૮—૨૭. સિદ્ધિ હાથને વિષે જ છે. સિદ્ધિ-મોક્ષ નજીક જ છે-એ આર્દ્રક 'ભવિ' જીવ છે.

૨૦૮—૨૭. અભવિ. જુઓ પૃષ્ટ ૭૧. પં. ૩ ઉપરનું ટિપ્પણ.

૨૦૯—૩. અર્દ્ધભાગ અર્દ્ધભાગોની સાથે........ઈત્યાદિ. અરધા અરધાઓની સાથે અને પાવલી પાવલીઓની સાથેજ ભળે છે.

૨૧૧—૧૯. કુમુદિની. કુમુદપુષ્પો. ચન્દ્રમા અને આ જાતિનાં કમળોને અત્યન્ત રાગ છે. ચંદ્રોદય થયે એ કમળો પ્રફુલ્લિત થાય છે.

૨૧૨—છેલ્લી. ચકોર (જેમ ચન્દ્રમાના દર્શન ઇચ્છે છે). ચંદ્રમાના જ કિરણોનું પાન કરીને રહેતું કહેવાતું પક્ષીવિશેષ. ચંદ્ર-ચકોરની પ્રીતિ સુપ્રસિદ્ધ છે.

૨૧૪—૪. કર્મપ્રકૃતિ જેમ......ઇત્યાદિ સરખાવો 'જીવ કર્મપ્રકૃતિ સહિત દેહને વિષે પ્રવેશ કરે છે' (પૃષ્ટ ૧૬૨ પં. ૧૬).

૨૧૪—૧૫. ધર્મને અર્થે કપટ કરવું સુંદર છે! કોણ જાણે કયી અપેક્ષાએ ગ્રન્થકર્તાએ આ વાત કહી હશે—એ કંઇ સમજાતું નથી. શિષ્યપરંપરા વધારવાના મોહમાં ફસેલા અત્યારના સાધુનામ-ધારી મહાત્માઓ અને એમને સહાય કરનારા ઉપાસક શ્રાવકો રખે આ વાકયના બળપર એમની દલીલોનો પાયો ચણતા! ધર્મને નામે અને ધર્મને માટે કંઈને વર્ત્તમાનમાં કોઇ કોઇ અયોગ્ય કાર્યો થતાં જોવામાં આવે છે એ કાર્યો તો સર્વથા વર્જ્ય જ સમજવાં. એને આ વાકયનું 'જોર' મળી શકે નહિ.

૨૧૪—૨૯. દર્શન. જ્ઞાન, દર્શન અને ચારિત્ર—એ ત્રિકમાનું, એક.

૨૧૪—૨૯. ઉન્નત ગુણસ્થાન, ઉંચું ગુણસ્થાન. જુઓ પૃષ્ટ ૨૯ પં. ૧૫ નું ટિપ્પણ. ચઢતે ચઢતે ગુણસ્થાને અવનતિનો અવકર્ષ થતો જાય છે અને ઉન્નતિનો ઉત્કર્ષ થતો જાય છે.

૨૧૫—૧૯. પ્રતિબંધ. નડતર.

ભોગાવળી કર્મ. સંસાર ભોગવવા રૂપ કર્મ.

નિકાચિત. જુઓ પૃષ્ટ ૭૧. પં. ૨૫ નું ટિપ્પણ.

૨૧૬—૧૭. ક્ષુધાથકી પર એવું ભોજન......ઇત્યાદિ અહિં "ક્ષુધા (ભૂખ), અને ભાવતા ભોજનની પ્રાપ્તિ-એ બે એકસાથે કોઇ ભાગ્યશાળીને જ થાય છે." એમ જોઈએ. (ભૂખ લાગી હોય અને ભાવતું ભોજન મળી જાય-એવું કોકને જ થાય છે).

૨૧૭—૧. જેનો કોઇ સ્વામી ન હોય એવું ધન રાજાનું છે. પૂર્વે નિષ્પુત્ર ગુજરી જતા ધનિકોનું ધન રાજાના ભંડારમાં જતું. જુઓઃ—

नौव्यसने विपन्नस्य सार्थवाहस्य धनमित्रस्य राजगामी अर्थसंचयः (શકુન્તલા નાટક અંક ૬ ઠ્ઠો.) વળી પુત્ર નાગકેતુના મૃત્યુથી નિષ્પુત્ર થયેલા શ્રેષ્ઠીનું દ્રવ્ય હસ્તગત કરવા આવેલા રાજાની વાત કલ્પસૂત્રમાં પણ છે

૨૧૫—૨૧. ગુરૂ આદિના ઉપદેશ વિના, કોઇ વસ્તુના નિમિત્તે કરીને બોધ પામેલા પ્રત્યેકબુદ્ધ કહેવાય છે. એમની સંખ્યા ચૌદહજાર કહેવાય છે. એમાં વિશેષ પ્રસિદ્ધ ચાર છે. વળી પોતાની મેળે જ, જાતિસ્મરણ વગેરેથી પ્રબુદ્ધ થાય એઓ 'સ્વયંબુદ્ધ' કહેવાય છે.

૨૧૯—૧. એની સાથે પ્રકલ્પ......ઇત્યાદિ. એને દેવાનો સંકલ્પ કર્યા પછી.

૨૧૯—૩ સત્પુરૂષોના વચનની પેઠે કન્યા...ઇત્યાદિ. જુઓઃ—

सकृत् जल्पन्ति राजानः सकृत् जल्पन्ति सज्जनाः ।

सकृत् कन्याः प्रदीयन्ते त्रीण्येतानि सकृत्सकृत् ॥

૨૧૯—૨૪. લક્ષણ વિશિષ્ટલિંગ characteristic. (શ્લોકનું); શિનાની (ચરણ ઉપરની).

૨૧૯—૧૬ તક્ષક નાગ.... ઇત્યાદિ. જુઓ પૃષ્ટ ૧૦૭. પંક્તિ છેલ્લી ઉપરનું ટિપ્પણ.

૨૧૯—૨૭ પંચધારાએ વહેતી......ઇત્યાદિ અહિં "તૃપ્તિ

પર્યંત જમી ઊભા થયેલાને જેમ પાંચધારી લાપશી પણ અરૂચિકર છે તેમ'' એમ જોઇએ.

૨૨૦—૧૨. માધુકરી વૃત્તિ. મધુકર–ભ્રમર પુષ્પમાંથી રસ ચુસે છે પણ પુષ્પને ઇજા આવવા દેતો નથી તેમ સાધુ–યોગીજન ગૃહસ્થને ત્યાંથી ભિક્ષા લે છે તે એને અડચણ ન આવે, પાછળ જમનારાને અગવડ ન આવે એમ લે છે એટલે એ 'માધુકરી વૃત્તિ' કહેવાઇ. એને 'ગોચરી' ભિક્ષાવૃત્તિ પણ કહે છે; ગાય જેમ ભૂમિપર ઊગેલું ઉપર ઉપરથી ચરે છે અને પાછળ રહેવા દે છે એમ ગૃહસ્થને ત્યાં પાછળ રહેવા દઇ સાધુ થોડું થોડું વ્હોરે–લે. એમ ગોચરી, માધુકરી આદિ શબ્દો સમાનાર્થવાચી છે.

૨૨૨—છેલ્લી. સાળો વરના ચરણ બાંધે છે તેમ. સરખાવોઃ– સાળો વરના પગનો અંગુઠો ઝાલી રાખે છે. (પૃષ્ટ ૬૫ પં. ૧૫).

૨૨૫–૪ સ્થાનભ્રષ્ટ નખ, કેશ આદિ. જુઓઃ—

राजा कुलवधुः विप्राः मंत्रिणश्च पयोधराः ।
स्थानभ्रष्टा न शोभन्ते दन्ताः केशा नखा नराः ॥
(સુભાષિત ભાંડાગાર).

૨૨૫—૭. યુગશમિલા ન્યાય. મનુષ્યભવની દુર્લભતાના દશ દૃષ્ટાન્ત કહ્યાં છે એમાં એક આ દૃષ્ટાન્ત પણ છે.

૨૨૫—૧૮. ત્રસ ચલનસ્વભાવી, હાલી ચાલી શકે એ 'ત્રસ' જીવ કહેવાય છે. વનસ્પતિ આદિ હાલી ચાલી ન શકે એ 'સ્થાવર' કહેવાય છે

૨૨૫—૨૮ મૂર્છા લોભ, અસંતોષ.

૨૨૬—૧૯. ગોશાળ. એ શ્રીવીરનો એક ક્ષુદ્ર શિષ્ય હતો; તે રફ્તે રફ્તે ગુરૂથી વિરૂદ્ધ પ્રરૂપણા કરનો ફરતો ,

૨૩૦—૧૯. શૈલેશીકરણ. ચૌદમે 'અયોગી' ગુણસ્થાનકે મુનિજનો શૈલેશ–મેરૂની જેમ સર્વ આત્મપ્રદેશ સ્થિર કરી રહે છે એ "શૈલેશીકરણ" કહેવાય છે.

અયોગી (ગુનીંદ્રી). 'અયોગી' નામના ચૌદમે

ગુણસ્થાનકે રહેલા. અહિં મન, વચન અને કાયાનો 'અયોગ' એટલે 'યોજનો ત્યાગ' થાય છે એ પરથી 'અયોગી' કહેવાય છે.

૨૩૦—છેલ્લી. અનેક સત્વોથી સંપૂર્ણ. અનેક આશ્ચર્યકારી બનાવોથી ભરપૂર.

૨૩૧—૨૬. ઘાતિકર્મ. જુઓ પૃ. ૧૨૦ પં. ૨૦ ઉપરનું ટિપ્પણ.

૨૩૨—૧૭. વકતૃત્વ ગુણને લીધે...ઇત્યાદિ. વકતૃત્વશક્તિમાં 'બૃહસ્પતિ' અને દાનેશ્વરીમાં 'બળિરાજા' દૃષ્ટાન્તાસ્પદ છે. પણ આ રાજા તો એ બેઉથી ચઢી જતો.

૨૩૨—૨૨. આશ્રવ. સમયે સમયે નવાં નવા કર્મો સ્રવે એવું વર્તન.

સંવર. સર્વ આસ્રવોના દ્વારનો નિરોધ કરવો. નવાં કર્મ ન બંધાય એવું વર્તન રાખવું.

નિર્જરા. આત્માને લાગેલાં કર્મો 'જરી' જાય એમ કરવું.

૨૩૨—૨૫. ભાવના 'અનિત્ય' આદિ બાર ભાવના. (આ બાર ભાવનાનું બહુ સુંદર સ્વરૂપ આ ચરિત્રના બીજા ભાગમાં ગ્રંથકર્તાએ સમજાવ્યું છે. જુઓ પૃષ્ટ ૨૦૭. અથવા બીજી રીતે 'ચાર' ભાવના પણ કહેવાય છેઃ—મૈત્રીભાવના, પ્રમોદભાવના મધ્યસ્થ ભાવના અને કરૂણાભાવના.

૨૩૩—૨૧. ત્રણ સંધ્યા. પ્રાતઃ, મધ્યાન્હ, અને સાંજ.

૨૨. અઠ્ઠાઇ.—આઠ દિવસ. પાપારંભ ત્યજીને ધર્મકાર્યો જ કરવાના અમુક અમુક આઠ આઠ દિવસો કહ્યા તે અઠ્ઠાઇ કહેવાય છે. વરસમાં એવાં છ અઠ્ઠાઇ આવે છે ફાગણ માસમાં, અશાડ માસમાં અને કાર્તિક માસમાં-એમ ત્રણ ચાતુર્માસને અન્તે ત્રણ; ચૈત્ર માસ અને આસો માસમાં નવપદમહિમાની બે; અને પજુસણ પર્વની એક.

કલ્યાણક. જિન ભગવાનના પાંચ 'કલ્યાણક'

૨૪૨—૨૪ સાત ક્ષેત્ર જિનાલય, જિનપ્રતિમા જ્ઞાન, સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા—એ સાત

૨૪૩—૨૨ કાલશૌકરિક એ નામનો એક કસાઇ હતો, જે હમેશા પાચસો પાડાનો વધ કરતો કહેવાય છે

૨૪૪—૧૭ યક્ષકર્દમ જુઓ પૃષ્ઠ ૧૪ ફુટ નોટ ૨

૧૮ કર્દમ કચરો, ગારો

૨૦ બધ અને પાત ઈત્યાદિ ગુણ એટલે અનાજ, કરિયાણુ વગેરેથી ભરેલા કોથળાઓને જ બાધવા પડતા (બધ), અને એમની થપો કરવી હોય એ જ વખતે પડી જતી (પાત)

૨૨ કર્મગ્રથ જેમા કર્મનુ સ્વરૂપ વર્ણવેલુ છે એ ગ્રથ એમા જ આ માયા લોભ આદિ (વર્ણન રૂપે) છે

નિગ્રહ ન ટકી શકે એવા દલીલ

વિતડાવાદ ખોટો વિવાદ

અધ્યક્ષબાધિત પ્રતિજ્ઞા પ્રત્યક્ષપણે દેખીતી રીતે અ સબદ્ધ-વિરોધી એવુ સિદ્ધાન્ત છત્ર હેત્વાભાસ–ખોટો હેતુ, કપટ

૨૪૫—૬ પુલિન્દ મ્લેચ્છ-શુદ્ર જન

૧૧ કળા (૧) ચન્દ્રમાની કળા તોલાત, (૨) હુન્નર

૨૪૮—૧૭ આદેશીને સ્થાને આદેશ ઇત્યાદિ સસ્કૃતમા એક ધાતુના રૂપાખ્યાન કરતી વખતે કોઈ વખતે એને સ્થાને બીજો આવી ઉભો રહે છે જેમકે गम् ધાતુના રૂપાખ્યાન વખતે गम् ને બદલે गच्छ् આવે છે અહિ गच्छ् એ गम् નો 'આદેશ' કહેવાય છે

૨૪૯—૨૫ હે પ્રિય, અહિ "હે વિપ્ર" એમ વાચવુ

સાત ધાતુઓ શરીરની અદર એની હયાતિ માટે આવશ્યક એવી-સાત સ્વરૂપ ધાતુઓ કહેલી છે રસ રક્ત, માસ મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર (વીર્ય)

• ૨૫૦—૨૨ પ્રસ્તાવ એટલે અમુક અનવસર ઇત્યાદિ સરખાવો પૃષ્ઠ ૧૬૧ પ ૧૯ અને એનાપરનુ ટિપ્પણ

૨૫૧—૧-૨ વિધાતા અનુકૂળ હોય છે વગેરે સરખાવો – Man proposes, God disposes

૨૫૨—૧-૨. પારકા અલ્પ દોષને......ઇત્યાદિ. સરખાવો:-

परगुणपरमाणून् पर्वतीकृत्य नित्यम् ।
निजहृदि विकसन्तः सन्ति सन्तः कियन्तः ॥

ભર્તૃહરિનું નીતિશતક.

૨૫૩—૭. અમૃત. દેવોનું ભોજન. દેવો અત્યન્ત શીતળ અને સ્વાદિષ્ટ એવા અમૃતનો આહાર કરનારા કહેવાય છે.

અમૃત તો ફક્ત વાર્તામાં જ છે......ઇત્યાદિ સરખાવો "કામ કુંભ" ની વાત કહેવાય છે તે અસત્ય છે; ખરા કામકુંભ તો આ રાજાઓ જ છે. (પૃષ્ટ ૨૪૫ પં. ૧૬-૧૭)

૨૫૪—૧૦. તીર્થ તો સોનું છે. 'તીર્થ' શબ્દનો અર્થ 'તારનાર' થાય છે. સરખાવો:—"જે તારે તે તીરથ રે". (પ્રાચીન પૂજા).

૨૫૪—૧૪. દર્દુરાંક. દર્દુર=દેડકો.

૨૫૪—૨૩. ગુરૂકર્મી. ભારેકર્મી; અનેક કર્મના ભારવાળો. સરખાવો: લઘુકર્મી (બહુ ઓછાં કર્મ ભોગવવાનાં રહેલાં હોય અર્થાત્ જેને કર્મનો ભાર ઘટી ગયો હોય એવો જીવ).

૨૫૬—૨. કપિલા બ્રાહ્મણી. એ શ્રેણિકના રાજ્યમાં એક બ્રાહ્મણી-દાસી હતી, જેને શ્રેણિકના ગમે તેટલા આગ્રહપૂર્વકનાં વચનો છતાં પોતાને હાથે દાન દેવું ગમ્યું નહોતું.

૨૫૬—૪ સોમનાથ મરવાનો યે નથી......ઇત્યાદિ. કોઈ બ્રાહ્મણ ગુરૂની અને એના સોમનાથ નામના શિષ્યની આ વાત છે. જેમાં બે જણને પરસ્પર વાદ થયો હતો. અહિં શ્રીવીરપ્રભુ શ્રેણિકને આ દૃષ્ટાન્ત આપીને એમ કહેવા ઇચ્છે છે કે-એ કસાઈ અને એ દાસી તારૂં કહ્યું માનવાના નથી, અને તારી નરકગતિ ટળવાની નથી.

૨૫૬—૭. સંજીવની. મરેલાંને જીવતાં કરનારી કહેવાતી ઔષધીવિશેષ.

૨૫૭—૨૬. હાર અને ગોળા. મોતીનો હાર અને દડા આ

હાર વિષે અતિ ચમત્કારી હકીકત છે તે આ ચરિત્રના બીજા ભાગમા વિસ્તારપૂર્વક વર્ણવી છે

૨૫૯ છેલ્લી ઉત્પત્તિકી આદિ બુદ્ધિઓ જુઓ પૃષ્ઠ ૪૦ ૫ ૨૦ ઉપરનુ ટિપ્પણ

૨૬૦—૭ બીભત્સ (વસ્તુઓ) જોતા ઘણા-ઉદ્વેગ થાય એવી

૨૬૧—૭ કાળ મહા-કાળ આદિ દુર્ગતિ સાતમી નરકમા કાળ, મહાકાળ, રૌરૂ અને મહારૌરૂ નામના ચાર નરકાવાસ કહ્યા છે તે

૭ અપ્રતિષ્ઠાન સાતમી નરકનો છેલ્લો પ્રતર

૯ એક પણ શરણુ લીધા વિના જુઓ પૃષ્ઠ ૩૩ ની ફુટનોટ ૪

પચત્વ પામ્યો મૃત્યુ પામ્યો (પાચ તત્વો એકત્ર થઈને આ દેહ બનેલો તે પાચે છૂટા પડી જઈ પોત પોતામા ભળી જાય એ મૃત્યુ)

૨૬૨—૧૧ વિષ્ણુએ રાહુનુ શીર છેદ્યુ હતુ એવી કથા છે કે સમુદ્રમાથી નીકળેલુ અમૃત દેવોને વ્હેચતા હતા તે વખતે આ અસુર-રાહુ દેવના વેષમા એ અમૃત લેવા ગયો ત્યા સૂર્ય અને ચદ્રમાએ એનુ કપટ વિષ્ણુને જણાવી દીધુ તેથી વિષ્ણુએ એનો શિરચ્છેદ કર્યો હતો (થોડુ અમૃત તે ચાખવા પામ્યો હતો તેથી તેનુ શીષ અમર રહ્યુ છે પણ ત્યારથી એ સૂર્ય અને ચદ્રમાને પોતાના શત્રુ ગણી એમના પર વેર લે છે અને એમનુ ગ્રહણ કરતો કહેવાય છે)

૨૬૩—૪ ધર્મ જ પ્રાણીને ઇત્યાદિ धारयतीति धर्म ।

——❀(૦)❀——

# અભયકુમાર મંત્રીશ્વરનું જીવન ચરિત્ર.

આ પુસ્તક વિષે

## આચાર્ય મહારાજ શ્રીમદ્ બુદ્ધિસાગરજીનો અભિપ્રાય.

શ્રી ભાવનગર મધ્યે સુશ્રાવક શા. મોતીચંદ ઓધવજી યોગ્ય ધર્મલાભ

વિ. તમારો પત્ર તથા અભયકુમાર ચરિત્ર મળ્યું. પુસ્તક વાંચ્યું-તમોએ અસરકારક વિવેચનસહ ભાષાન્તર કર્યું છે-જમાનાને અનુસરી જેવી ઢબમાં જોઇએ તેવી ઢબમાં પુસ્તક રચાયું છે.

આવી સુંદર રહસ્યભરપૂર રચના માટે તમને ધર્મલાભપૂર્વક ધન્યવાદ ઘટે છે. જૈનના ગુર્જર સાહિત્યમાં ઉચ્ચ પુસ્તકની શૈલીનું આ પ્રથમ પુસ્તક દેખી અત્યાનન્દ થાય છે. આ પુસ્તક વાંચતાં આનન્દ સાથે જ્ઞાન મળે તેમ છે અને કંટાળો તો આવતો નથી. જનસમૂહ આ પુસ્તકને દેખી વાંચી સાર ગ્રહી પ્રસન્ન થશે અને તે પ્રમાણે થાઓ. આ પુસ્તક સંબંધી જેટલું વર્ણન કરવું તેટલું ઓછું છે. સમયના અભાવે આટલું લખી વિરમું છું. ધર્મસાધન કરશો. ધર્મકાર્ય લખશો. ૐ શાન્તિઃ

અમદાવાદ
ઝવેરી વાડો } લી. મુનિ બુદ્ધિસાગર.

## રા. બ. કમળાશંકર પ્રાણશંકર બી. એ.

અમદાવાદ પ્રેમચંદ રાયચંદ ટ્રેનીંગ કોલેજના પ્રીન્સીપાલ; અને ભાવનગર કોલેજ, ડેકન કોલેજ તથા એલ્ફીન્સ્ટન કોલેજના સંસ્કૃતના પ્રોફેસર-એમણે આપેલો અભિપ્રાયઃ—

શ્રી અભયકુમાર મંત્રીશ્વરનું
જીવન ચરિત્ર ભા. ૨ જો.

આ ભાષાન્તર વાંચી મને ઘણો આનંદ થયો છે મૂળ સાથે મેં કેટલોક ભાગ મેળવી જોયો છે. ભાષાન્તર શુદ્ધ અને સરળ છે એ એની વખાણવા લાયક ખુબી છે આ મહાકાવ્યમાંથી વાચકને

આનન્દની સાથે ઘણો નીતિબોધ મળે એમ છે ભાષાન્તરકાર રા. મોતીચંદ ઓધવજીએ ભાષાન્તર એવી પ્રાસાદિક ભાષામાં કર્યું છે કે સાધારણ રીતે ભાષાન્તરો ક્લિષ્ટ હોય છે તેવું આ નથી એ એનો સ્તુત્ય ગુણ છે પૃષ્ટ ટિપ્પણમાં તેમજ પરિશિષ્ટમાં ભાષાન્તરકારે સાધારણ વાચકવર્ગને માટે ઉપયોગી નોધ આપી છે મૂળ ગ્રંથકાર શ્રીમાન ચંદ્રતિલકનું મહાકાવ્ય સુંદર છે, તે સરળ છે અને તેમાં ઉપમા અને અર્થાન્તરન્યાસ સ્થળે સ્થળે જોવામાં આવે છે. આવા સુંદર મહા કાવ્યને સરળ ગુજરાતી ભાષામાં વાચક સમક્ષ મૂકી રા. મોતીચંદે ગુર્જર સાહિત્યની સારી સેવા બજાવી છે. પુસ્તક ઉત્તેજનને પાત્ર છે.

સુરત તા, ૨૩-૧-૨૪.

કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી

---

રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી. એમ. એ., એલ એલ બી. મુંબાઈની સ્મૉલકૉઝીસ કોર્ટના ચીફ જડજ–એમણે આપેલો અભિપ્રાય:–

A very readable production. One of the best Gujarati renderings of Sanskrit Mahakavyas yet published.

---

" બુદ્ધિપ્રકાશ " ના માર્ચના અંકમાં

કાવ્ય સાહિત્યનું આ એક કિંમતી પુસ્તક છે * * * * * સાહિત્ય અને ચારિત્રની દૃષ્ટિએ તેનું વાચન હિતાવહ અને ઉપયોગી માલમ પડશે અને એક વાર્તાની જેમ તે રસદાયક જણાશે.

